# નિવેદન

મહારાષ્ટ્રમાં છેલ્લા ત્રણેક સૈકાથી પરંપરયા રૂઢ થએલી અને ગુજરાતમાં દત્ત દત્ત કરનારાં ભાઈબેનોમાં લગભગ બેએક દશકાથી લોકપ્રિય થઈને બહોળો પ્રચાર પામતી જતી દત્તનામની તારક ધૂન

**'દિગંબરા દિગંબરા શ્રીપાદવલ્લભ દિગંબરા'**

નો પુણ્યઘોષ પરમ પૂજ્ય સદ્ગુરુ શ્રી. **રંગ અવધૂત મહારાજથી** ગુજરાતમાં જ્યાં જ્યાં વિહરતા હોય છે ત્યાં ત્યાં કર્ણગોચર થયા જ કરતો હોવાથી દત્તઉપાસનાથી તદ્દન અનભિજ્ઞ ગુજરાતી આમજનતા એ **શ્રીપાદશ્રીવલ્લભ** વિષે વિશેષ જાણવા સહેજે ઉત્સુકતા વ્યક્ત કરે છે, અને અનેક સંકટગ્રસ્ત લોકોને જે **દત્તબાવની**ના સશ્રદ્ધ પાઠમાત્રથી વરદ મંત્રાનુષ્ઠાન જેટલો જ આનુભવિક પરચો આવેલો છે, જેનાં માત્ર બે ચાતુર્માસમાં જ કોઈપણ પ્રકારની જાહેરાત વગર કેવળ મૂક અનુષ્ઠાન–યજ્ઞરૂપે જ તેર લાખ કરતાં ય વધારે પારાયણો થયાં છે અને નિત્યપાઠનાં પારાયણો તો હજારો લોકો ઠેકઠેકાણે કર્યાં જ કરે છે, એ જાદુઈ દૈવી શક્તિ ધરાવતી **દત્તબાવની**માં ગ્રથિત થએલી ચમત્કારિક લૌકિક અ-લૌકિક લીલાઓનો સવિસ્તર ખ્યાલ સહેલાઈથી પ્રાપ્ત કરવા માટેના સાધનની માગણી એ ભાવિક લોકો તરફથી કેટલાય વખતથી થયા કરતી હતી. પ્રથમ ખંડના નિવેદનમા જણાવી ગયા છીએ તેમ આ ગદ્ય રૂપાંતરના મૂળમાં સદ્ગત દાસકાકાનો પુણ્ય સંકલ્પ જેમ રહેલો છે તેમ વિશ્વયુદ્ધને કારણે ઉપસ્થિત થએલી અને જીવનની તમામ જરૂરિયાતોને ચોગરદમથી ભીંસ દઈ રહેલી અસહ્ય મોંઘવારીમાં રાજપીપળાના રહીશ તરીકે પૂજ્યશ્રીનાં પ્રથમ દર્શન કરવાનું શ્રેય પ્રાપ્ત કરીને કૃતાર્થતા અનુભવનાર શ્રી. ચિંતામણિપ્રસાદ તોલાશંકર પંડ્યા મારફત સદ્ગત શ્રી. **બાલચંદના**

સ્મરણાર્થે મળેલી આર્થિક સહાય જ **શ્રીદત્તલીલાસાર** (દ્વિતીય ખંડ)ના આ પ્રકાશનને આટલું વહેલું ગુજરાતની ધર્મપ્રિય જનતા સમક્ષ રજુ કરવામાં કારણીભૂત છે એ જણાવતાં અમને આનંદ થાય છે

શ્રી. ચિંતામણિપ્રસાદના માલોદના સ્ટેશન માસ્તર તરીકે આવ્યા પછી ટૂંક સમયમાં પરમ પૂજ્ય શ્રી. **રંગ અવધૂત મહારાજશ્રીને** એક વખત ત્યાં પધારવું થયું. એમને અણધાર્યો જ પૂજ્યશ્રીના દર્શનનો લાભ મળ્યો અને એ પ્રથમ દર્શને જ તેમના અંતઃકરણમાં પૂજ્યશ્રી પ્રત્યે અત્યંત આદરભાવ જાગ્યો અને ક્રમશઃ એ ભાવ ભક્તિભાવમાં પરિણમ્યો. ત્યારપછી તો એમના જીવનમાં અનેક ઘટનાઓ એવી બની, અનેક આધ્યાત્મિક અનુભવો એવા આવ્યા કે જેથી પ્રથમ દર્શને એમને જે રંગ ચઢેલો તે ઉત્તરોત્તર વધારે ને વધારે પાકો થયો.

એમને ત્યાં એમનાં સાળી ગં. શ્રી. કમળાબેનના પુત્ર ચિ. ભાલચંદ્ર કંચનલાલ શાહુકારનું અવારનવાર આવવું જવું થતું તે દરમ્યાન ભાલચંદ્રભાઈ પણ ઠીક ઠીક રંગાયા હતા. પૂજ્યશ્રીનો ઐતિહાસિક મુકામ સં. ૧૯૯૭ના વૈશાખ માસમાં સદ્‌ગુરુવર્ય પ. પૂ. પ. પ. શ્રી. **વાસુદેવાનંદસરસ્વતી સ્વામી મહારાજ**ના સમાધિસ્થાન ભૂવૈકુંઠ-સમા પુણ્યક્ષેત્ર ગરુડેશ્વરમાં થએલો ત્યારે અનેક ભક્તજનો સાથે એ ભાઈએ પણ નિષ્કામભાવે સેવામાં સારો ફાળો આપેલો. કુષ્ઠના મહારોગથી પીડાતા એમના પિતાની અને બિમારીને કારણે મહિનાઓ સુધી અપંગ રહેલ માતાની સત્પુત્રને શોભે એવી રીતે એમણે જે સેવાઓ કરેલી તે વર્ણવતાં આજે પણ એમનાં માતાની જીભ સૂકાતી નથી. જેમ સેવાના ક્ષેત્રમાં એ ઉત્સાહી ને હોંશિલા હતા તેવા જ તેજસ્વી એ વિદ્યોપાર્જનમાં પણ હતા. પરંતુ એમની એ તેજસ્વીતાને હણી નાંખવા, ખૂંચાવી નાંખવા જીવલેણ બિમારીએ કમર કસી. પરિણામે ઊંચા વર્ગથી થએલી કૉલેજજીવનની શરૂઆત અધવચ જ અટકી પડી અને મોટી મોટી આશાઓના મહેલો વગર ચણાયે જ તૂટી પડ્યા.

પરંતુ એમને હૈયે મૃત્યુને પણ મારી નાંખનારૂં સદ્‌ગુરુમહારાજનું

સદ્ગત ભાઈશ્રી.

## ભાલચંદ્ર કંચનલાલ થાણદાર



| જન્મઃ- | મૃત્યુ - |
| --- | --- |
| સં ૧૯૭૮, પોષ વદ ૧૩. | સ. ૧૯૯૯, વૈશાખ સુદ ૯. |
| સોમવાર | ગુરુવાર |

નામ વજ્રલેપસમ જડાઈ ગયુ હતુ. એટલે બિમારીથી હતાશ ન થતાં ઊલટા એ તો વધારે ને વધારે ઈશાનુગામી થયા. એમના મન પરથી સંસારની માયાનુ આવરણુ સર્પની કાંચળીની પેઠે સરી પડયું અને અહોનિશ એ ગુરુમહારાજનું રટણ કરતા થયા. શરીરમાં નમળાઈનું જોર વધતા તેમનું બહાર હરવાફરવાનું બંધ થયું. એટલે ઘેર બેઠે બેઠે, પથારીમાં પડયા પડયા રોગની વેદનાની બૂમો પાડીને ઘરનાં માણસોને સામાન્ય કોટિના રોગીઓની જેમ જરાપણ કાયર ન કરતાં, બને તેટલો વધુ સમય **શ્રીગુરુલીલામૃત**નું પાન કરવાનુ રાખ્યુ. વખત જતાં શરીર એવું અશક્ત થઈ ગયુ કે એ ક્રમ પણ બંધ થયો. પરંતુ જેને એ અમૃત-પાનની લગની લાગેલી તે એમ ઓછો જ નિરાશ થાય ? એમની રસના નામસુધાનુ પાન કરવા લાગી અને મન પ્રભુચિંતનમા મગ્ન રહેવા લાગ્યું.

એવામાં **બાલચંદ્રભાઈ**ના પિતાનું શરીર રાજપીપળે છૂટી ગયુ. એ સમાચાર આવ્યા ત્યારે ઝધડીએ પોતાની માતાને આશ્વાસન ને હિંમત આપતાં કહેવા લાગ્યા કે મા ! તુ ગભરાઈશ નહિ. વહેલુ મોડું સૌને મરવાનું તો છે જ ને ? આ જગતમાં કોણુ અમર છે ? આપણે ગુરુમહારાજને ચરણે બેઠાં છીએ. પછી આપણે ચિંતા કરવાની જ શાની ? જેનો જેવો ને જેટલો ઋણાનુબંધ હોય ત્યાંસુધી એકમેક સાથે રહે છે. એ સંબંધ પૂરો થતાં સૌ પોતપોતાને માર્ગે ચાલવા માંડે છે.

પુત્રની આવી દિલાસાભરી વાણીથી માતાને કંઈક સાન્ત્વન મળ્યું અને પોતાનું સૌભાગ્ય હણાયું હોવા છતાં દીકરો આજ સારો થશે, કાલ સારો થશે એ આશામાં ને આશામાં પોતાના વૈધવ્યની વેદનાનો વિચાર સરખો મનમા ન લાવતાં માતાએ મરણોન્મુખ પુત્રની સેવાશુશ્રૂષા-માં જ મનને પરોવી રાખ્યુ.

માતા દીકરાને સાજોસમો થએલો જેવા તલસતી હતી. પણ દીકરો પામી ગયો હતો કે આ પથારી એ મૃત્યુપથારી જ છે. એટલે એ તો એકમાત્ર ગુરુમહારાજના દર્શનની જ ઝંખના કરતો હતો. જળ

વિના જેમ માછલું તરફડે તેમ ગુરુમહારાજના દર્શન માટે એનું મન પુકાર કરવા લાગ્યું.

આ વખતે પૂજ્ય **મહારાજશ્રી** શારીરિક અસ્વાસ્થ્યને કારણે આરામ અર્થે વસ્તીથી ખૂબ દૂર **નર્મદા**પરિક્રમાવાસીઓને સમુદ્ર પાર કરવાના પવિત્ર સંગમસ્થાન વિમળેશ્વરમાં બિરાજતા હતા. ચિ. **ભાલચંદ્રનો** આર્ત પુકાર ત્યાં પહોંચ્યો અને બાહ્ય દૃષ્ટિએ પરમ પૂજ્ય **માજી**ની માંદગીને બ્હાને પૂજ્ય**શ્રી** ઠેઠ વિમળેશ્વરથી મારતી ઘોડાગાડીએ ઝપડીઆ પધાર્યા ને ત્યાંથી **નારેશ્વર** જવા નીકળ્યા. રસ્તે ગાડીમાં **ભાલચંદ્ર**નાં માતાએ પૂજ્યશ્રીનાં બારીમાંથી દર્શન કર્યા અને ભાઈને ખબર આપી કે ગુરુમહારાજ ગાડીમાં જાય છે. **ભાલચંદ્ર** મહારાજશ્રીનું નામ સાંભળતાં વેંત જ આનંદાવેશમાં આવી ગયો અને ત્યાંને ત્યાંજ પૂજ્યશ્રીનું એને સાક્ષાત્ દર્શન થયું. એ અવસ્થામાં પોતે તદ્દન બેહોશ જેવો જણાયો. પણ વસ્તુતઃ એ તો દિવ્યાનંદના સાગરની લહેરોમાં અવગાહન કરી રહ્યો હતો. આ સ્થિતિમાંથી પાછો જરા ભાનમાં આવતાં માને કહેવા લાગ્યો કે બા, નરહરિલાલ દાક્તરને લઈને ગુરુમહારાજ નારેશ્વર ગયા છે એનો અર્થ તું આજે નહિ સમજે. કાલે જોજેને, કંઈક નવાજૂની થવાની છે. આવું સાંભળી કરુણ હૈયું કરીને મા દીકરાને કહેવા લાગી કે ભાઈ! આવું શું બોલે છે? હવે તને જરૂર સારૂ થઈ જશે. **ભાલચંદ્ર** કહે કે ના રે મા! ના. હવે હું આ દેહે બેઠો થાઉં એમ છે જ નહિ. પણ તેથી તું ગભરાઈશ નહિ. **હું તને આ ગુરુમહારાજને શરણે મારી રૂબરૂ મૂકીને જાઉં છું.** એટલે પછી હું પણ નિશ્ચિંત છું ને તારે પણ હવે કશી ફીકર, ચિંતા કે વલોપાત કરવાં નહિ. આમ બોલતાં બોલતાંમાં તો તેના મુખમંડલ પર તેજની છાયા પથરાઈ ગઈ. ડૉ. નરહરિલાલનાં પત્ની શાંતાબેન જોવા આવેલાં ત્યારે સાશંકભાવે તેમણે કમળાબેનને કહેલું કે જુઓને, આજ તો **ભાલચંદ્ર**ના મોં પર કંઈ જુદું જ તેજ તગતગે છે. કોઈ કોઈ મરણાસન્ન માનવીની આવી સ્થિતિ થતી હોય છે. પણ **ભાલચંદ્ર**ના

અંતરની ભાવના 'ત્યજું આ દેહ પદ પકડી...' અનુસાર એ પોતે દર્શનાનંદમાં લીન થઈ ગયો હતો એ દૈવી આનંદનું તેજ એના મુખપ્રદેશને આવરી રહ્યું હતું. એટલે કેવળ વૈખરીથી જ નહિ પણ ગુરુમહારાજના સાક્ષાત્ દર્શનના આનંદાનુભવમાં એની જીવન-જ્યોત વિશ્વજ્યોતમાં ભળી ગઈ. સ્થૂલ દૃષ્ટિએ તે પંચત્વ પામ્યો. ધન્ય છે એ ગુરુભક્તને'

કોઈ પુણ્યશાળી વિરલ આત્માને જ આવો સ્પૃહણીય મૃત્યુયોગ પ્રાપ્ત થાય છે. એ ગુરુભક્તિપરાયણ પુણ્યાત્માના પવિત્ર સ્મરણાર્થે તેમનાં માતુશ્રીએ આ પ્રકાશન માટે રૂ. ૫૦૧) આપ્યા છે એ એમની અનુકરણીય સેવાભક્તિની સાભાર નોંધ લઈ વિરમીએ છીએ.

સં. ૨૦૦૦, વૈશાખ શુદ ૯.
અવધૂતનિવાસ, નારેશ્વર.

પ્રકાશક

# અનુક્રમણિકા


| | | |
|---|---|---|
| ૧. | શ્રીપાદવલ્લભ | ૧ |
| ૨. | ભક્ત રજક | ૭ |
| ૩. | બ્રાહ્મણને વરદાન | ૯ |
| ૪ | સમાધિસ્થાનનો મહિમા | ૧૪ |
| ૫. | શ્રીનરસિંહસરસ્વતી | ૧૭ |
| ૬. | કુટુંબયાત્રા | ૨૭ |
| ૭. | લોકોદ્ધાર | ૩૦ |
| ૮. | ગુરુભક્તિ | ૩૬ |
| ૯. | નૃસિંહવાટિકા | ૪૭ |
| ૧૦. | નૃસિંહવાટિકા (ચાલુ) | ૫૨ |
| ૧૧. | નિષ્ઠાનું ફળ | ૫૭ |
| ૧૨. | ગાણગાપુરમાં આગમન | ૬૪ |
| ૧૩. | ત્રિવિક્રમભારતી | ૭૧ |
| ૧૪. | વિપ્રગર્વ હરણ | ૭૪ |
| ૧૫. | મૃતસંજીવન | ૮૫ |
| ૧૬. | પરાજદોપ | ૯૩ |
| ૧૭ | ભક્ત ભાસ્કર | ૯૭ |
| ૧૮. | વંધ્યાને પુત્રદાન | ૧૦૩ |
| ૧૯. | વિપ્રકુષ્ઠહરણ | ૧૦૭ |
| ૨૦. | સાયંદેવની કસોટી | ૧૧૧ |
| ૨૧. | ભક્ત તંતુક | ૧૧૫ |
| ૨૨. | કુષ્ઠી નંદિ | ૧૨૦ |
| ૨૩. | કવિ નરહરિ | ૧૨૪ |
| ૨૪. | બહુરૂપી શ્રીગુરુ | ૧૨૬ |
| ૨૫. | ભક્ત શૂદ્ર | ૧૨૯ |
| ૨૬. | અવતારસમાપ્તિ | ૧૩૩ |
| | પરિશિષ્ટ-ભજનો | ૧૪૩ |

## श्रीपादश्रीवल्लभ ।



काम कल्पद्रुमो ह्येष साधुवृंदानुसेवित ।
दत्तात्रेयो महायोगी कर्मी श्रीपादवल्लभ ॥

श्रीदत्तनामसंकीर्तनम् ।

ॐ

श्रीदत्तः प्रसन्नोऽस्तु ।




# શ્રીદત્તલીલાસાર

## ૧. શ્રીપાદવલ્લભ

વ માસ નવ દિન થયા પ્રસવે સુમતિ બાળ,
નાદ્ર શુક્લ ચતુર્થીએ, શુભ લગ્ને નિર્ધાર.

ગુ. લી. અ. ૫૬. ૮૦

પૂર્વયુગે અનેક લીલા કરી દત્તપ્રભુ અંતર્ધાન થયા. કલિયુગ આવ્યો. અનેક વર્ષ વીતી ગયાં. આર્યદેશમાં યવનોનું રાજ્ય વધતું ચાલ્યું. ધર્મની પડતી થઈ અને અધર્મનું જોર વધવા લાગ્યું. ભક્તોનો આર્તનાદ સાંભળી ફરી પાછા દત્ત દયાઘન ધર્મોદ્ધાર કરવા નવા રૂપે પ્રગટ થયા. પૂર્વયુગે અત્રિ અનસૂયાનો વિમળ ભાવ જોઈ જેમ શ્રીહરિએ આત્મદાન આપી અવતાર ધારણ કર્યો તેમજ કળિમાંએ એક વિપ્ર દંપતીના નિર્મળ ભાવથી રીઝી પ્રભુએ તેમને ત્યાં પ્રગટ થઈ પોતાનું ' દત્ત ' નામ સાર્થક કર્યું.

પૂર્વદેશમાં રાજમહેન્દ્રી પાસે પીઠાપુર નામે એક ગામ છે. ત્યાં આપળ રાજા નામે એક [1]આપસ્તંબ બ્રાહ્મણ રહેતો હતો. તેની સ્ત્રીનું નામ સુમતિ હતું. બ્રાહ્મણ અને તેની પતિવ્રતા સ્ત્રી સદાચાર અને સંતોષથી જીવન ગુજારી ઈશ્વરભક્તિમાં કાળ નિર્ગમન કરતાં હતાં અને અતિથિઅભ્યાગતની સેવા કરી ગૃહસ્થધર્મના આદર્શને ઉજ્જ્વળ રાખતા હતા.

સત દેખી દોડે મુદા,[2] દંપતી[3] બેઉ એહ;
પૂજે અતિથદેવને આણી ઉરમાં નેહ. અ. ૫૬. ૪૦

અમાવાસ્યાનો દિવસ હતો. બ્રાહ્મણને ઘેર દર્શશ્રાદ્ધ હતું એવામાં ભગવાન એક અજાણ્યા અતિથિરૂપે ત્યાં પ્રગટ થયા. સાધારણ ગૃહસ્થનો પણ ધર્મ છે કે મધ્યાન્હે જે કોઈ ભૂખ્યોપ્યાસો બારણે આવે તેને જાતપાત વગેરે કંઈ પણ જોયા સિવાય અન્નજળથી તૃપ્ત કરવો. અને આપળ રાજા તથા સુમતિ તો અતિથિનાં ભકત હતાં, એટલે ગૃહલક્ષ્મી સુમતિએ પ્રસન્ન થઈ શ્રાદ્ધના બ્રાહ્મણ જમવાનીએ વાટ ન જોતા અતિથિને ગંધાક્ષત કરી ભિક્ષા અર્પણ કરી.

સ્ત્રીનો ભાવ જોઈ દત્ત ભગવાન મૂળ સ્વરૂપે પ્રગટ થયા. એ દિવ્ય સ્વરૂપ જોઈ પતિવ્રતા ઘેલી ઘેલી થઈ ફરી ફરીથી પગે લાગવા લાગી. ભગવાન પ્રસન્ન થયા અને પોતાના સ્વરૂપની ખાત્રી કરાવી કહેવા લાગ્યા કે હે માતા !

... ... .. ... વર ઈપ્સિત મન જેહ;
અસાધ્યસાધન દેવ હું, આપીશ નિઃસંદેહ અ. ૫૬. ૪૬

માતા ! માટે ઇચ્છા હોય તે માગી લે.

---

૧. બ્રાહ્મણોની એક શાખા. ૨. આનંદથી. ૩. પતિપત્ની.

ભગવાનનાં એ મીઠાં વચન સાંભળી વિનયથી નીચી નમી સુમતિ કહેવા લાગી કે હે પ્રભો! તારું વાક્ય મિથ્યા કેમ થાય?

અનંત સર્વાધાર તું, ભક્તકાજ ધૃતદેહ;
કૃપાદષ્ટિ તારી થતાં, વરસે અમૃતમેહ! અ. પ૬. ૪૯

દયાનિધે! તેં ધ્રુવને અક્ષયપદે સ્થાપ્યો. વિભિષણને સોનાની લંકા દીધી. તું રીઝતાં શાની મણા રહે? માટે હે દેવ! મને માતા કહી બોલાવી તે સાર્થક કર. મને પુત્ર તો ઘણા થયા પણ બધા જ મરણ પામ્યા. જે બે જીવે છે તેમાં એક આંધળો ને બીજો લંગડો છે

યોગ્ય પુત્ર ના મુજ કૂખે; મૂર્ખ સુતો શા કામ?
ક્ષણ ક્ષણ દુ:ખદ જન્મ હા સત્સુત વિણ હરામ! અ. પ૬.પ૯

માટે તારા જેવો જ જ્ઞાની અને દીર્ઘાયુષી પુત્ર પ્રાપ્ત થાય એ વગર બીજી કંઈ ઇચ્છા નથી.

ભગવાને 'તથાસ્તુ' કહ્યું અને આગળ બોલ્યા કે હે સતી! જા, તને મારા જેવોજ કુળને તારનાર પુત્ર થશે. એમાં જરાય શંકા રાખીશ ના. પણ એક વાત યાદ રાખજે કે જો તમે બધાં તેના કહ્યામાં રહેશો તો જ એ તમારે ત્યાં રહેશે; પણ જો કોઈ વાતે દુરાગ્રહ કરશો તો ઘર છોડી ચાલ્યો જશે. એમ કહી શ્રીદત્તભગવાન અદૃશ્ય થયા.

સતી સુમતિ ઘરમાં આવી હર્ષપૂર્વક દત્તદર્શનની આશ્ચર્યકારક વાત પતિને કહેવા લાગી. અતિથિભક્ત આપળ રાજા પણ તે સાંભળી અત્યંત પ્રસન્ન થયો અને સતીને ધન્યવાદ આપવા લાગ્યો. સતીએ શ્રાદ્ધીય બ્રાહ્મણ

જન્મ્યા પહેલાં અતિથિને ભિક્ષા અર્પણ કરવાની વાત કહી અને એ ભૂલ માટે માફી માગવા લાગી એટલે પતિએ કહ્યુ કે હે પ્રિયે! એમા ભૂલ શી? જેને સર્વસમર્પણ કરવું ઘટે તેને માત્ર તે અન્નજ આપ્યું! શ્રાદ્ધાદિ કર્મ કરીને પણ ભગવાનની પ્રસન્નતા મેળવવા માટે છેવટે તો શ્રીહરિને જ અર્પણ કરવાનુ હોય છે ને? ત્યારે એ પ્રભુ જાતેજ ભિક્ષા લેવા આવે તેને માત્ર અન્નસમર્પણ કર્યું એથી બીજુ રૂડુ શું? પ્રભુએ તને જે વરદાન આપ્યું તે જરૂર ફળશે અને તને ભગવાનના અંશરૂપ સદ્‌ગુણી પુત્ર થશે. એમ કહી રાજા પણ આનંદમાં મસ્ત બન્યો.

કેટલોક સમય જતાં સતી ગર્ભિણી થઈ. ઉત્તમ દોહદ થવા લાગ્યા. મુખ પર અલૌકિક તેજ પ્રકાશવા લાગ્યું. રોમેરોમમાથી આનંદ અને જ્ઞાનનો પ્રવાહ વહેવા લાગ્યો. સતીની એ સ્થિતિ જોઇ બ્રાહ્મણના આનંદનો પણ પાર ન રહ્યો.

ગર્ભને નવ માસ પૂરા થયા. ભાદરવા શુદ ચોથનો પુણ્ય દિન આવી પહોચ્યો. શુભ ચોઘડિયે સુમતિએ પુત્રરત્નને જન્મ આપ્યો. આકાશમા પુષ્પવૃષ્ટિ થઈ. દેવદુંદુભિ વાગવા લાગ્યા. દિશાઓ પ્રસન્ન થઈ. પક્ષીઓ હર્ષનાદ કરવા લાગ્યાં. શુભ સમાચાર સાંભળી બ્રાહ્મણે સ્નાન કર્યું અને જાતસંસ્કાર કર્યો. સ્ત્રીઓ મંગલ ગીત ગાવા લાગી. ગામમાં બધે સાકર વહેચવામાં આવી. જોષીઓએ જન્મકુંડળી માંડી ભવિષ્ય કથન કર્યું કે—

બાલતપસ્વી આ થશે, લોકોત્તર વિખ્યાત,
૬ ·ગઙાતા જગગરુ માન્ય દેવ [illegible] ૯

બારમે દિવસે મહોત્સવ કરી પુત્રનું નામ **શ્રીપાદ** પાડ્યું. વયની સાથે બાળકના વિદ્યા બુદ્ધિ વગેરે ગુણો પણ પ્રકાશવા લાગ્યા. આઠ વર્ષની ઉંમરે પિતાએ એને જનોઈ દીધું ત્યારથી જ શ્રીપાદ બ્રહ્મચારીને યોગ્ય એવા યમનિયમોનું પાલન કરી વેદશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યા. તેમની અદ્ભૂત પાઠ અને ધારણશકિત જોઈ લોકો અંદરઅંદર વિસ્મયથી કહેવા લાગ્યા કે જરૂર આ કોઈ મહાન વ્યકિત છે. ઈશ્વર પોતે હોય તો આશ્ચર્ય નથી.

બાળકની સંસાર પ્રત્યે ઉદાસીન વૃત્તિ જોઈ માત–પિતાએ લગ્ન કરી નાંખવાનો વિચાર કર્યો. પણ શ્રીપાદે તેમને અટકાવ્યાં અને કહ્યું કે—

મર્ત્ય પત્ની મન ના ગમે, વિરતિ[1] મારી નાર;
પરણુ એ સમ તાત હે ! અન્ય માત નિર્ધાર ! ! અ. ૫૬. ૯૨
શ્રીવલ્લભશ્રીપાદ હું, પૂર્ણપણે નિષ્કામ;
નિવૃત્તિ સુંદરી વરી, જાઉં અક્ષય ધામ ! „ ૯૬

પુત્રનાં વેણુ સાંભળી માતપિતાને શ્રીદત્તભગવાનનાં વચન સાંભરી આવ્યાં અને તેમણે વિચાર કર્યો કે જરૂર પોતાનું વચન પાળવા આ શ્રીદત્તજી અવતર્યો છે. માટે એના વચનની વિરુદ્ધ વર્તવું નકામું છે. એમ વિચાર કરી માતા કહેવા લાગી કે હે બાળ ! તું મારી આશા નિષ્ફળ કેમ કરે છે ? અમને આશા હતી કે અમારૂં દુઃખ દૂર કરી ઘડપણમાં તું અમારૂં રક્ષણ કરીશ, પણ આજે એ આશા સ્વપ્ન સમી ઊડી ગઈ છે ! તું જતાં તારા આ અંધપંગુ ભાઈઓનો

---

૧. વૈરાગ્ય.

અમારે શો આશરો ? માટે હે પુત્ર ! આમ છેક નિર્દય ના થા અને અમારી અવસ્થા સામું જો.

માતાનાં વચન સાંભળી શ્રીપાદે બંને ભાઈઓ તરફ અમૃતદષ્ટિથી જોયું કે તરત જ તેમનો રોગ નાસી ગયો અને બંનેની કાયા કંચન જેવી દેખાવા લાગી. બન્ને જણ દોડીને શ્રીચરણમાં પડયા. પ્રભુએ તેમને આશ્વાસન આપીને કહ્યું કે મારા વરદાનથી હે ભાઈ! તમે આ લોક ને પરલોકમાં સુખી થશો. પછી માતાને કહ્યું કે હે માં ! આ બંને ભાઈ તારી ઉત્તમ સેવા કરશે. તેઓ સો વરસ જીવશે અને એમનાં પુત્રપુત્રી તું નજરે જોઈશ. આ વંશમાં લક્ષ્મી અખંડ રહેશે અને ત્રણે લોકમાં તેની કીર્તિ ફેલાશે. માટે દુરાગ્રહ મૂકી મને જવાની આજ્ઞા આપ. સાધુસંતો દીક્ષા લેવા માટે મારી રાહ જોઈ રહ્યા છે. તેમને કૃતાર્થ કરવા ઉત્તર દિશાએ જવું છે, એમ કહી માતાને પગે પડયા.

આ પ્રમાણે માતપિતાની આજ્ઞા અને આશિષ લઈ શ્રીપાદપ્રભુ ત્યાં, અદશ્ય થઈ કાશીમાં પ્રગટ થયા. ત્યાંથી બદ્રિકાશ્રમ વગેરે તીર્થોમાં થઈ મહાબળેશ્વર ત્રણ વરસ રહી શ્રીપર્વતે આવ્યા. ત્યાં ચાર માસ રહી અનેક જનોનો ઉદ્ધાર કરતા કરતા કુરવપુર આવી પહોંચ્યા.

. કુરવપુરની ચારે કોર કૃષ્ણા નદીનો પુણ્ય પ્રવાહ વહી રહ્યો છે અને કુદરતી સૌંદર્ય પણ યોગસાધનને અનુકુળ છે એવું જોઈ પ્રભુ શ્રીપાદવલ્લભ ત્યાં કેટલોક કાળ રહ્યા અને ભકતોદ્ધાર માટે અનેક લીલાઓ કરી. તેથી ક્ષેત્રમહિમા વધ્યો અને અનેક જણ તેમના ભકત થયા.

---o---

## ૨. ભકત રજક

હાસ્યવદન શ્રીગુરુ કહે: રજક જન્મથી દુઃખ
સેવ્યું, કષ્ટ સહ્યા કંઈ; ભોગવ રાજ્યનું સુખ. અ. ૬૪. ૩૩

કુરવપુરમાં એક પવિત્ર ધોબી રહેતો હતો. શ્રીપાદ-પ્રભુ હંમેશાં કૃષ્ણાએ ત્રિકાળ સ્નાન કરવા જતા હતા ત્યારે દૂર વસ્ત્ર ધોતો એ ધોબી રોજ આવી લાભો થઈ ભક્તિ-ભાવથી તેમને દંડવત્ પ્રણામ કરતો અને સ્થિર નેત્રથી ધ્યાન ધરતો. એમ કરતા કેટલાક દિવસ વહી ગયા. એક દિવસ પ્રસન્ન થઈ શ્રીગુરુએ પૂછયુ કે રજક ! દિલમાં શી ઇચ્છા છે ? આમ રોજરોજ આવી દંડવત્ કરી શરીરને દુઃખ કાં દે છે ? હું તારા પર પ્રસન્ન થયો છું. કોક દિવસ જરૂર તને રાજ આપીશ.

ધોબીએ હાથ જોડીને કહ્યું કે પ્રભો ! તારે માટે શું અશક્ય છે ? એમ કહી છેડે ગાંઠ વાળી અને સંસારની બધી ચિંતા ભૂલી શ્રીગુરુનો અનન્ય ભકત થયો અને તન મનથી બનતી સેવા કરવા લાગ્યો.

વાળી સિંચી વારિથી, રાખે અંગણુ સાફ;
પડયો ખોલ ઝીલે સદા, જપે નામનો જાપ ! અ. ૬૪. ૧૬

એમ કેટલાક દિવસ ગયા. પણ એ થાકયો નહિ. સમય જતાં ઋતુરાજ વસંત ઋતુ આવી પહોંચી. વૈશાખ માસના ઊના ને સૂકા વા વાવા લાગ્યા. લક્ષ્મીના લાડીલાઓ શરીરની વધુ બેચેની અનુભવવા લાગ્યા. મંદ તથા શીતળ પવનવાળાં સ્થળોનો માનમરતબો ઘણો વધી પડયો.

આપણો ધોબી હંમેશની માફક આજે પણ કૃષ્ણા કિનારે પોતાનું કામ કર્યે જાય છે. એટલામાં એની આંખો ઊંચી થઈ. તેણે શું જોયું ? એક મુસલમાન બાદશાહ હજારો નોકરચાકરો સાથે કિંમતી વસ્ત્રાભૂષણોમાં સજ્જ થઈ હાથી ઘોડા પાયદળ વગેરે સહિત પૂર્ણ રાજવૈભવમાં પોતાની સૌંદર્યપૂર્ણ રાણીઓ અને રાજરમણીઓ સમેત વાજતે-ગાજતે પ્રવાહની વચમાંથી ક્રીડા કરતો ચાલ્યો જાય છે. ધોબીનું મન એ રાજવૈભવ જોઈ ચગડોળે ચડ્યું. તે ગુરુ-ચિંતન ભૂલી ગયો અને મનમાં વિચારવા લાગ્યો કે અરે ! આ બાદશાહના જેવો વૈભવ જેણે ભોગવ્યો નથી અને જોયો પણ નથી તેનું જીવન પશુ પેરે ફોગટ જ છે. બાદશાહ કેવી મોજ મારે છે ? એને જરાય દુઃખ છે ? એણે કેવાં પુણ્ય કર્યાં હશે કે આ જન્મે એ રાજા થયો ? કયા સમર્થ ગુરુની સેવા કરી હશે કે એને આવું ઐશ્વર્ય પ્રાપ્ત થયું ?

ધોબી આમ વિચારવમળમાં વહી રહ્યો છે ત્યાં તો શ્રીપાદપ્રભુ સ્નાન માટે આવ્યા. ધોબી લજવાઈ ગયો.

પ્રભુઃ—તું શાનો વિચાર કરતો હતો ? બોલ.

રજકઃ—મેં આજે વૈભવ જોયો, બસ મન સંતુષ્ટ થયું અને જાત જાતના વિચાર કરવા લાગ્યું. પણ હે દેવ ! એવા વિષયસુખથી શું ? મારે માટે તો આપની સેવા જ સુખદાયી છે.

પ્રભુઃ—તારું મન રાજ્યસુખ માટે તલસી રહ્યું છે.

થઈ તૃપ્ત ના ઇંદ્રિયો, રહે ચિત્ત ના સ્થિર;
શિષ્ટ[1] વાસના કષ્ટ દે, [2]જન્માંતરે સુચિર. અ. ૬૪. ૩૪

---

૧. બાકી રહેલી. ૨. બીજા જન્મમાં.

માટે, જા. વૈદૂર્યનગરે મ્લેચ્છ બાદશાહને ત્યાં જન્મ ધર. અંતકાળે તને ત્યાં મારું દર્શન થશે. હું કાર્યકારણે નૃસિંહસરસ્વતી નામે ફરીથી અવતાર ધારણ કરીશ તે વખતે તને મારું ફરીથી દર્શન થશે અને ત્યાં પણ મારું સ્મરણ રહેશે. પણ બોલ એ બધું તારે આ જન્મે ભોગવવું છે કે આવતે જન્મે ?

ધોબી—હે ગુરુનાથ ! આ જન્મે તો હવે હું સાવ ઘરડો થઈ ગયો છું, માટે આવતે જન્મે જ જુવાનીમાં એ બધું ભોગવું તો ઠીક.

શ્રીગુરુએ 'તથાસ્તુ' કહી માથે હાથ મૂકયો અને ધોબી નમન કરી શ્રીગુરુનાં ગાન ગાતો ત્યાંથી ચાલ્યો ગયો તથા થોડા દિવસ પછી મરણ પામી બેદરના બાદશાહને ત્યાં જન્મી આગળ જતા રાજા થયો.

એવી અનેક લીલાઓ નિત્ય થવા લાગી અને શ્રીપાદ પ્રભુ દિનપ્રતિદિન વધારે પ્રસિદ્ધિમાં આવવા લાગ્યા તથા કુરવપુરનો મહિમા વધવા લાગ્યો.



## ૩. બ્રાહ્મણને વરદાન

લીન થયા કાવાંતરે, યતિવર ત્યાંને ત્યાંય,
ધર્યો અન્ય અવતાર ને કર્યાં અલૌકિક કાર્ય. અ. ૬૩. ૧૬

એજ ગામમા વેદશાસ્ત્રાદિમાં પારંગત એવો એક બ્રાહ્મણ રહેતો હતો. તે સદાચારી અને ધાર્મિક હતો. તેની સ્ત્રી અંબિકા પતિવ્રતા અને સદાચારસંપન્ન હતી. તેમને પુત્ર થઈ મરી જતા. અનેક તીર્થવ્રતો કર્યાં અને સાધુસંતો

સેવ્યા ત્યારે એક પુત્ર જીવ્યો પણ તે અક્કલ વગરનો અને મૂર્ખ નીકળ્યો.

યોગ્ય વયે બ્રાહ્મણે પુત્રને ઉપવીત આપ્યું અને સંધ્યા વગેરે નિત્યકર્મ શીખવવા માંડયાં. પણ પત્થર ઉપર પાણી! તે મૂર્ખાને એક અક્ષર પણ આવડયો નહિ. છેવટે બધા પ્રયત્ન નિષ્ફળ જતા થાકીને બ્રાહ્મણે તેને માર પણ મારવા માંડયો. પણ મૂરખ તે તો મૂરખ જ રહ્યો.

રડે પુત્ર ના આવડે; માર્યે શું રંધાય?
મારે બુદ્ધિ જો ખીલે, તો મૂરખ કવિ થાય! અ. ૬૩. ૨૭

રોજ એનું એ પુરાણ. બાપ મારે ને છોકરો રડે. એકે અક્ષર ભણે નહિ. છેવટે માથી ન રહેવાયું એટલે કાલાવાલા કરીને તેણે પતિને વિનંતિ કરી કે હે નાથ! મહા મહેનતે આ પુત્ર પ્રાપ્ત થયો છે. પૂર્વજન્મનાં કોઈ કર્મને લીધે એના નસીબમાં વિદ્યા નથી તે માર્યાથી કયાંથી આવે? માટે ભલે એ મૂરખ રહ્યો. પણ આપ એને રોજ ને રોજ મારશો નહિ. નહિ તો હું આપની પાસે જીભ કરડી મરી જઈશ.

પત્નીનાં વચનથી બ્રાહ્મણને ખોટું તો લાગ્યું પણ નિરુપાયે તેણે મારવાનું બંધ કરી કંટાળીને પુત્ર પત્નીને સોંપ્યો.

કાળની ગતિ ન્યારી છે. બ્રાહ્મણ માંદો પડયો અને થોડા દિવસ માંદગી ભોગવી પરલોક સિધાવ્યો.

બીજો આશ્રય ન રહેવાથી ભીખ માગી માતાએ પુત્રનું પોષણ કરવા માંડયું. મૂરખો વખત જતાં પરણવા લાયક થયો. પણ મા વિધવા અને પોતે મૂરખ ને તેમાં

સ્થિતિ સાવ ગરીબ ! વળી બ્રાહ્મણની ઉચ્ચ કોમ ! ! એટલે કન્યા કોણ આપે ? લોકો રોજરોજ મૂરખાને ફિટકારવા લાગ્યા કે અલ્યા ! તારો પિતા કોણ ? એની દેશવિદેશ નામના કેવી ! અને તેને ત્યાં તું આ અક્ષરશત્રુ પુત્ર કેવો ! ! માને તારું પેટ ભરવા ભીખ માગવી પડે છે તેની તને શરમ આવે છે ? એથી તો તું ઘેરઘેર પાણી ભરતો હોઉં કે લોકનાં ઢોર ચારી ખાતો હોઉં તો સારું !

પત્થર પણ તુજથી અતિ સારો મૂઢ ગમાર;
વ્યર્થ જન્મ દ્વિજકુળ ધર્યો, લાંછનરૂપ ચમાર ! અ. ૬૩. ૩૯

કુળનું નામ ડૂબાડયું નામ ! કાંઈ ન થાય તો વનમાં ટળ કે ગંગામાં ડૂબી મર.

મૂરખના મન ઉપર લોકનિંદાની ઘણી અસર થઈ. તેણે માતાને કહ્યું કે મારાથી રોજરોજ આ કઠોર શબ્દ સંભળાતા નથી. આના કરતાં તો મરવું હજાર દરજ્જે સારું છે ! મારું પેટ ભરવા તારે પણ શો ઓછો શ્રમ ઊઠાવવો પડે છે ? આ બધાનો અંત લાવવા માટે હું ગંગામાં પડતું મૂકું તો કાંઈ ખોટું નથી !

પુત્રનાં વચન સાંભળીને માતાની આંખો પણ પાણીથી ભરાઈ ગઈ અને રુદન કરતાં કરતાં એ તેને કહેવા લાગી કે બેટા ! હું પણ તારા વગર જીવીને શું કરવાની છું ? ચાલ, હું પણ તારી સાથે ડૂબી મરવા આવું. જે તારો વિચાર તે મારો વિચાર !

એમ વિચાર કરી બંને જણાં કૃષ્ણાકિનારે આવી પહોંચ્યાં અને પોતાની દશા સંભારી રૂદન કરતાં કરતાં

નદીમાં પડવાની તૈયારી કરવા લાગ્યાં. એટલામાં તેજ રસ્તે થઈ સ્નાનાર્થે જતા શ્રીપાદપ્રભુની નજર એમના પર પડી. માદીકરાએ વિચાર કર્યો કે આત્મહત્યા જેવું ઘોર પાપ નથી. માટે તે કરતા પહેલાં દૈવયોગે આવી મળેલ આ મહાપુરુષની રજા લેવી સારી. એવો વિચાર કરી બંને જણ ભગવાન શ્રીપાદશ્રીવલ્લભ પાસે આવી પહોંચ્યાં અને નમ્રતાથી પગે પડી પાણીમા ડૂબી મરવાની સંમતિ માગી.

પ્રભુઃ—હે સતી ! તમને એવું તે કયું મહાદુ:ખ પડ્યું કે જેથી આવા દુર્લભ પ્રાણ ત્યાગવા તમે બંને જણ આમ તૈયાર થયાં છો ?

બ્રાહ્મણી (હાથ જોડી પોતાનું બધું દુઃખ કહી સંભળાવતાં ):—અનેક બાધા આખડીઓથી આ જીવ્યો ત્યારે સાવ મૂરખ નીકળ્યો.

સત્પુત્રો તો સહુ ગયા, રહ્યો એક આ મૂર્ખ;
[1]અજાકંઠસ્તન સમ વૃથા કષ્ટદ, લજ્જવી દુ:ખ ! અ. ૬૩. ૬૨

એને સુધારવા માટે જેટલાં કષ્ટ સહ્યાં તે બધાં જ નકામાં ગયાં. છેવટે લોકનિંદાથી કંટાળી અમે આ પ્રાણઘાત કરવા તૈયાર થયાં છીએ. માટે હે દેવ ! આજ્ઞા આપો અને અંતમાં એકજ ભીખ દો કે ભલે આ જન્મ તો સત્પુત્રવગર નકામો ગયો, પણ આવતા જન્મમાં મને આપના જેવો જ પૂજ્ય સર્વવંદ્ય અને બ્રહ્મજ્ઞાની પુત્ર પ્રાપ્ત થાય એવો ઉપાય બતાવી આશીર્વાદ આપો.

આટલું કહીને સતી પ્રભુના ચરણમાં વારંવાર માથું નમાવવા લાગી.

---

૧. બકરીને ગળે લટકતાં સ્તન.

करुणानिधि श्रीपादप्रभु (ब्राह्मणीना सच्चारित्र्यथी ।ति प्रसन्न थईने ):—हे सती ! तुं शनिप्रदोषनुं व्रत कर. .दोषसमये श्रीमहादेवजीनुं पूजन करवाथी ए भोळानाथ .सन्न थई तारा कोड पूरा करशे. गत युगमां गोपीओए .णु आज व्रत करी भगवान सदाशिवने प्रसन्न कर्या हता जेथी ।।पगृहे साक्षात् पूर्णब्रह्म कृष्णचंद्रे अवतार धारण कर्यो मने अनेक लौकिक अ–लौकिक लीला करी जगतनो उद्धार कर्यो.

आम कहीने यथासांग प्रदोषपूजनविधि कही संभळाव्यो.

ब्राह्मणीए शांत चित्ते बधुं सांभळी लीधुं. तेने मानंद थयो. पण अंतर्दुःखथी तेनुं चित्त रडी रह्युं हतुं । शांत थयुं नहि ए श्रीपादप्रभुए जोई लीधुं. एटले ूरखने पासे बोलावी तेना माथा पर हाथ मूकयो. तरत ज मजब चमत्कार थयो. घडी पहेलांनो मूरखो एकदम धुरंधर पंडित थयो ! सकळ शास्त्रोनुं रहस्य तेने स्फुरवा लाग्युं अने अस्खलितपणे ते शुद्ध वेदोच्चार करवा लाग्यो !

पुत्रनी आवी स्थिति जोई ब्राह्मणीना हर्षनो पार न रह्यो. प्रभुना चरणमां ढळी पडीने ते कहेवा लागी के नक्की तुं ज ईश्वर छे. तने छोडी बीजा कोनुं पूजन करुं ? हे देव ! तारुं वाकय मिथ्या नहि थाय. एम कही मनोमन धन्यवाद आपी वंदन करी पुत्र साथे घेर गई अने प्रदोषपूजनमां काळ निर्गमन करवा लागी. वखत जतां पुत्रनुं लग्न थयुं अने वंशनो उद्धार करी आखरे ते अक्षयधाम पहोंच्यो.

---

# ૪. સમાધિસ્થાનનો મહિમા

શ્રીગુરુવાસો જ્યાં તિહાં કામધેનુ પ્રત્યક્ષ;
સર્વ નિધિ તીર્થો સુરો, ભક્ત નિહાળે અક્ષ ! અ. ૬૫. ૧૩

એવી રીતે બ્રાહ્મણીને પોતાના જેવો જગદ્વંદ્ય પુત્ર આપવાનું વરદાન આપી કેટલોક કાળ શ્રીપાદપ્રભુ ત્યાં જ રહ્યા • આખરે વરદાન પૂરું કરવા માટે અન્ય અવતાર ધારણ કરવાનો વિચાર કરી આશ્વિન દ્વાદશીએ લોકદૃષ્ટિએ શ્રીપાદપ્રભુ કૃષ્ણાના જળ વિષે અદૃશ્ય થયા. એ પુણ્ય દિવસને આજે પણ ભાવિક લોક ગુરુદ્વાદશીને નામે ઓળખે છે અને ઉત્સવાદિક કરી શ્રીની પુણ્યતિથિ કાયમ રાખે છે

એ કુરવપુર આજે કર્ણાટકમાં કુરુગડ્ડીના નામથી પ્રસિદ્ધ છે. જ્યાં એ યતીશ્વર શ્રીપાદશ્રીવલ્લભ નિત્ય જાગ્રત છે અને લૌકિક દૃષ્ટિએ ગુપ્ત થયા છતાં શ્રદ્ધાળુ જનને આજે પણ તેમના પ્રત્યક્ષ દર્શન થાય છે. ક્ષેત્રના દર્શન માત્રથી જ કામના સિદ્ધ થાય છે અને આજે પણ ગુપ્ત રીતે ત્યાં રહી ભક્તોના કોડ પૂરે છે એવા અનેક દાખલાઓ લોકોમાં પ્રસિદ્ધ છે.

વલ્લભેશ નામે કશ્યપ ગોત્રનો એક ધાર્મિક અને સદાચારી બ્રાહ્મણ હતો. તે વેપાર કરી પોતાના કુટુંબનું પોષણ કરતો હતો. દર વરસે શ્રીપાદપ્રભુનાં દર્શને કુરવપુર જવાનો તેનો નિયમ હતો.

એક વખત તેણે સંકલ્પ કર્યો કે જો મને વેપારમાં ઘણો લાભ થશે તો હું દાનપુણ્યમાં ઘણું દ્રવ્ય વાપરીશ અને ચાર હજાર બ્રાહ્મણોને ઇચ્છાભોજન આપીશ. એવો સંકલ્પ કરી મનથી શ્રીપાદપ્રભુનું સ્મરણ કરી તે ધંધા માટે નીકળી પડયો. ઈશ્વરની લીલા કે તેને ધાર્યા કરતાં

પણ ઘણુંજ વધારે દ્રવ્ય મળ્યું અને પોતાની બાધા પૂરી કરવા માટે તે કુરવપુર જવા નીકળ્યો.

બ્રાહ્મણ ઘણા દ્રવ્ય સાથે કુરવપુર જાય છે એમ જાણી બે ત્રણ ચોર તેની સાથે થયા અને મીઠું મીઠું બોલી પોતે પણ પ્રભુના ભકતો હોવાનો ડોળ કરી બ્રાહ્મણનું મન મેળવી લીધું. બે ત્રણ દિવસ સાથે રહ્યા તેટલામા બ્રાહ્મણ અને ચોરો વચ્ચે ઠીક સ્નેહ બંધાયો.

રસ્તો ગાઢા અરણ્યમા થઈને જતો હતો. ક્યાયે માણસની વસ્તી ન હતી. ચોરોના કપટી સ્નેહમાં વિશ્વાસ મૂકી બ્રાહ્મણ બીક ત્યજી ચાલતો હતો, એટલામાં લાગ જોઈ ચોરો તરવાર ખેંચી એના પર તૂટી પડયા અને એનુ માથું કાપી નાંખી એની પાસેનુ બધું દ્રવ્ય હરી લીધું. મરતાં મરતા બ્રાહ્મણે શ્રીપાદપ્રભુનું સ્મરણ કર્યું.

ભક્તવત્સલ પ્રભુ હાથમાં ત્રિશૂળ અને ખડ્ગ ધારણ કરી એક જટાધારીના વેષમાં તરત જ ત્યા પ્રગટ થયા અને પાણીદાર ત્રિશૂળથી બધા ચોરને મારી નાંખ્યા. તેમાંથી એક જણ પ્રભુને શરણે આવ્યો અને પગમાં આળોટી પડીને રડતો રડતો કહેવા લાગ્યો કે હે પ્રભો! મારી ચોરદાનત ન હતી, પણ સંગદોષને લીધેજ મારી આ દશા થઈ છે. માટે મારૂં રક્ષણ કરો. આપ સર્વસાક્ષી છો અને ઘટઘટનું બધું જાણો છો. મને પ્રાણદાન આપો. આપના શરણમાં રહી હું હંમેશાં આપનું સ્મરણ કરીશ.

ચોરનાં આવાં કાલાવાલાભર્યાં વચન સાભળી પ્રભુએ તેને અભયદાન આપીને કહ્યુ કે લે, બ્રાહ્મણના શરીર પર આ ભસ્મ નાંખ અને માથું જોડી તેના પર ભસ્મ ચોળ.

ચોરે તે પ્રમાણે કર્યું એટલે શ્રીપાદપ્રભુએ બ્રા તરફ અમૃતદષ્ટિથી જોયુ. તરત જ બ્રાહ્મણ જીવતો થ બેઠો થયો. રાત્રિનો અમલ પૂરો થયો અને સૂર્યનો ઉદ થયો. શ્રીગુરુ ત્યાંજ અદૃશ્ય થયા. ચોર તો તે જોઈ આભો જ બની ગયો, તે વિચારમાં પડી ગયો કે થોડ વારમાં આ બધું શું થઈ ગયું? આ બધું સ્વપ્ન હશે સાચું? એટલામાં તો ઊંઘમાથી ઊઠે તેમ ઊઠીને પેલ બ્રાહ્મણે પણ પાસે પડેલાં ચોરોનાં મડદાં જોઈ આશ્ચર્ય પેલા ચોરને પૂછયુ કે મને કેમ પકડી રાખ્યો છે અ આ બધાને કોણે મારી નાંખ્યા? ચોરે બનેલી બધી વા તેને કહી સંભળાવીને કહ્યું કે

આ હતો હવડે થયો અદૃશ્ય તાપસ એહ;
સહસા ગુપ્ત થયો અહીં, કો જાણે કયાં તેહ! અ. ૬૫. ૪

સાચે જ! તારા પર દેવની દયા છે. એ જટાધારી તાપસ કોણ હશે તે હું કહી શકતો નથી.

બધું સાંભળી શ્રીગુરુ દર્શન આપ્યા વિના જ ગુ થયા તે જોઈ બ્રાહ્મણ મનમાં ખિન્ન થયો. તેને વિશ્વા થયો કે તે શ્રીપાદપ્રભુ જ હતા. બધું દ્રવ્ય લઈને કુરવપુ પહોંચી ગયો અને પૂર્ણ શ્રદ્ધાથી પાદુકાઓનું યથાવિ પૂજન કરી ત્રણ દિવસ ઉત્સવ કરી સંકલ્પ પ્રમાણે ચા હજાર બ્રાહ્મણોને ઇચ્છાભોજન આપી તૃપ્ત કર્યા અ આનંદથી શ્રીપ્રભુનું સ્મરણ કરતો તે ઘેર પાછો ફર્યો. એ પ્રભુની મ્હેરથી બીજા કેટલાએ ત્યાં તરી ગયા અને કુરવ પુરનો મહિમા દિવસે દિવસે વધવા લાગ્યો.

# યતિવર શ્રીનરસિંહસરસ્વતી



જોયો આજે, યતિવર ત્રિભુવનમાં રાજે !

ભક્તભાગ્યોદયકર સવિતા, મહીતલે નિજભક્તત્રાતા,
નૃસિંહસરસ્વતી જનિમૃતિહર્તા, કીર્તિ ગાજે !...યતિવર૦ ૧

યત્પદસ્પર્શે ગાણગાપુર આ, થયું કૈલાસ સમું ભૂ પર હા,
વસે ભક્તપ્રિય જ્યાં નરહરિ આ ! વૈખરી લાજે !.. યતિવર૦ ૨

શ્રીગુરુલીલામૃત અ. ૯૬

ધર્યો અન્ય અવતાર ને લોકદૃષ્ટિથી ગુપ્ત
થયા, તોય શ્રીપાદ ત્યાં જાગ્રત્ વસે સુગુપ્ત. અ. ૬૫.૫૫

આ પ્રમાણે બીજો અવતાર ધારણ કર્યો. છતાં દેહાદિકની મર્યાદા તેમને બાધ કરી શકતી નથી અને આજે પણ તેઓ તે જ રૂપે ભક્તજનને દર્શન આપી કૃતાર્થ કરે છે.

---

## ૫. શ્રીનરસિંહસરસ્વતી

પોષ શુક્લ બીજે શનિવાર પુણ્ય એ જાણ;
ધરે અન્ય અવતાર ત્યાં, સ્વયં ત્રિમૂર્તિમાન ! અ.૧૬. ૧૮

શ્રીપાદપ્રભુના મુખથી શનિપ્રદોષવ્રતનો પ્રભાવ સાંભળી પૂર્વે કહ્યું તેમ પેલી બ્રાહ્મણી અંબિકા તે પ્રમાણે વ્રત કરવા લાગી અને કાળે કરી આયુષ્યદોરી ખૂટતાં મરણ પામી.

પૂર્વના પુણ્ય સસ્કારે તે વરાડ પ્રાંતમાં કરંજ નગરમાં એક વાજસનેયી બ્રાહ્મણને ત્યાં જન્મ પામી. અહીં પણ તેનું નામ અંબા પાડવામાં આવ્યુ પિતાએ યોગ્ય સમયે તેના બધા સંસ્કાર કર્યા અને પરણવા લાયક થતાં એજ ગામમાં માધવ નામે એક શિવભક્ત અને સદાચારી બ્રાહ્મણ સાથે તેનું લગ્ન કર્યું.

અંબા સાસરે ગઈ. પૂર્વ સંસ્કારે ત્યાં પણ તેણે શનિપ્રદોષ કરી ભાવથી શિવપૂજન કરવા માંડયું. તેની શુદ્ધ ભક્તિથી શ્રીમહાદેવ પ્રસન્ન થયા અને સોળમે વર્ષે અંબાને ગર્ભ રહ્યો. તેને નિર્મળ દોહદ થવા લાગ્યા અને મોઢથી અનેક પ્રકારની જ્ઞાનગોષ્ઠી કહેવા લાગી. એમ કરતાં નવ માસ પૂરા થયા અને પોષ શુકલ બીજ ને

શનિવારે દત્ત ભગવાને પુત્રરૂપે ફરીથી અવતાર ધારણ કર્યો. પોતાની અવતારવિભૂતિ જણાવવા માટે બાળકે જન્મતાં જ ૐકારનો સ્પષ્ટ ઉચ્ચાર કરવા માંડયો. લોકની નવાઈનો પાર ન રહ્યો. પણ માયિક આવરણોએ થોડી પળમાં જ આ વાત વિસારે પડી. માધવે જાતકર્મ કર્યું અને બ્રાહ્મણોને ધનવસ્ત્ર વગેરેનુ દાન આપ્યું. વિદ્વાન જ્યોતિષીઓ ટોળે વળ્યા અને બાળકની કુંડળી માંડી કહેવા લાગ્યા કે હે માધવ! તારો પુત્ર પૃથ્વી પર અમર નામના મેળવશે. એની સાથે ઊભો રહી શકે એવો બીજો કોઈ નહિ હોય. આઠે સિદ્ધિ અને નવે નિધિ એને ઘેર પાણી ભરશે. એના અનુગ્રહથી મૂગા પણ પંડિત થશે. એમ

વિશ્વવંદ્ય થશે નક્કી લોકોત્તર એ જાણ;

વાક્ય વેદસમ એહનું, પગ ચિંતામણિ માન. અ. ૬૬. ૨૩

પણ એ લગ્ન કરશે નહિ અને સદા બ્રહ્મચારી રહેશે. એ જરૂર ઈશ્વરનો અવતાર છે. માટે એની સારી રીતે રક્ષા કરો. એમ કહી જોષીઓએ બોલવું બંધ કર્યું. માધવે તેમને વસ્ત્રાભૂષણ અને દક્ષિણા આપી સંતુષ્ટ કર્યા અને તેઓ આશીર્વાદ આપી આનંદિત થઈ પોતપોતાને ઘેર ગયા.

બારમે દિવસે ખૂબ ધામધૂમથી નામકરણ સંસ્કાર થયો અને બાળકનું નામ નરહરિ પાડવામાં આવ્યું. માતા અતિ સ્નેહે બાળકને પારણામાં સુવાડવા લાગી; પણ બાળકની ભૂખ શમાવવા પૂરતું ધાવણ નહિ હોવાથી તેને ચિંતા થવા લાગી. તેણે પતિને કહ્યું કે બાળક માટે આપણે એક સારી ધાવ ખોળી કાઢવી જોઈએ અથવા તો મિષ્ટદુગ્ધ આપે એવી એકાદ બકરી રાખવી જોઈએ.

આ પ્રમાણે પતિપત્ની વચ્ચે વાતચીત થતી હતી તે વખતે સર્વના આશ્ચર્ય વચ્ચે બાળકે માતાના સ્તન તરફ દૃષ્ટિ ફેંકી કે તરતજ તેમાથી બત્રીસધારે ધાવણનો પ્રવાહ છૂટ્યો અને માતાની ચોળી પણ ભીજાઈ ગઈ. તે જોઈ માતપિતાના મન પ્રસન્ન થયાં અને કોઈની નજર લાગશે એમ ધારી તેમણે એ વાત છૂપી રાખી. બાળકને પારણામાં પોઢાવી માતા ગીત ગાવા લાગી પણ બાળકને તો ભોય પર જ રમવુ ગમે તેથી

છૂટું ખેલે સર્વદા, કરે મૂક કલ્લોલ,
એકાક્ષર ઓકૃતિ વિના, વદે ન બીજો બોલ અ ૬૬. ૪૫

માતપિતા કળે કળે એને બોલાવવા માટે ખૂબ પ્રયત્ન કરે પણ બાળક ૐકાર વિના બીજુ બોલેજ નહિ. એમ કરતા કરતા બાળકને આઠમું વરસ બેઠુ. માતપિતાને ચિંતા થવા લાગી કે હવે આ મૂગા બાળકને જનોઈ કેવી રીતે દેવું અને એ ગાયત્રીનો ઉચ્ચાર પણ શી રીતે કરશે ? અનેક જણ અનેક સલાહ આપે અને શુ કરવુ તેની કઈ સૂઝ પડે નહિ. છેવટે કુળગોરની સલાહથી જનોઈ દેવાનુ તો નક્કી થયુ પણ મૂગાપણાની ચિંતા દૂર થઈ નહિ માતાપિતા વિલાપ કરવા લાગ્યા કે નસીબની શી બલિહારી છે ! પ્રદોષપૂજન અફળ થતું લાગે છે ! મહાદેવે મ્હેર કરી સદ્ગુણી બાળક તો આપ્યો પણ અમારૂં પ્રારબ્ધજ વાકુ હોય તેમ તે મૂગો થયો ઈશ્વરને ત્યા શી ખોટ પડી કે આપીને આપ્યો તો આવો પુત્ર આપ્યો !!

માતાને એમ રડતી જોઈ બાળસ્વરૂપી પ્રભુ પાસે દોડી ગયા અને હાથના ઇસારાથી તેને શાંત કરી કહેવા

દિવસે આ આશ્ચર્ય જોતાં આ બાળકને કોણ માધવપુત્ર કહે? આ તો સ્વયં ઈશ્વરે જ અવતાર લઈ માધવને કૃતકૃત્ય કર્યો છે.

વેદતાત પગપુરષ એ, ધન્ય ધન્ય કહે સર્વ,
દેવાવતાર એ નર નહિ; નક્કી જગદ્ગુરુ શર્વ। અ. ૬૬. ૯૪

એમ કહી સર્વ સભાજનોએ વય બુદ્ધિ વગેરેનું અભિમાન ત્યજી તે બાળકને નમસ્કાર કર્યા. પુત્રની એ સ્થિતિ જોઈ માતાપિતા આનંદસાગરમાં ઝૂલવા લાગ્યાં.

બ્રહ્મચારીએ માતાને નમન કરી કહ્યું કે હે માતા! તું મને ભિક્ષા તો આપી ચૂકી માટે મને હવે ભિક્ષાટન માટે જવાની આશિષ દે.

લોકાનુગ્રહકારણે ફરવું ઘર ઘર માન;
બ્રહ્મચર્યયુત સર્વદા, માગી ભિક્ષા હાથ! અ. ૬૬. ૯૮

તારો બોલ મિથ્યા ન થવો જોઈએ. માટે મને જવાની રજા આપ, જેથી માત્ર કંથા કૌપીન ભેર તીર્થાટનને નિમિત્તે ભિક્ષા માગતો હું ક્ષેત્રો વિષે સંચાર કરું.

પુત્રનાં વચન સાંભળી માતાને મૂર્છા આવી ગઈ. થોડીવારે સાવધ થતાં વિલાપ કરીને કહેવા લાગી કે હે પુત્ર! ઘડપણમાં તું અમને પાળીશ એવી અમારી અભાગીની આશા જમીનદોસ્ત કરે છે. બાળપણમાં મૌન રાખી એક અક્ષર પણ બોલ્યો નહિ અને જ્યારે તારાં મધુર વચન સાંભળવાનો હવે યોગ આવ્યો છે ત્યારે તું આવી વિચિત્ર વાત કરે છે! અમારા જેવાં હતભાગી બીજાં કોણ હશે?

બ્રહ્મચારી માતાને આશ્વાસન દઈ કહેવા લાગ્યો કે હે મા! તું ખેદ કેમ કરે છે? મેં ધર્મરક્ષણ માટે અવતાર

ધારણ કર્યો છે. ઘરમાં બેસી રહી હું શું કરું ? લોક દીક્ષા માટે બહાર મારી રાહ જુએ છે. તને બીજા ચાર પુત્ર થશે. તેઓ તારી ઇચ્છા પ્રમાણે સેવા કરશે. દિવસ ઉપર દિવસ વહી જાય છે અને કાળ એક દિવસ ઓચિંતો આ શરીરનો કોળીઓ કર્યા વગર રહેશે નહિ. માટે મને વધુ ન રોકતા જલદી જવા દે.

એમ કહી માતાના માથા પર હાથ મૂકયો કે તરત જ તેને પૂર્વજન્મનું સ્મરણ થયું અને પૂર્વે આપેલું વરદાન પૂરૂં કરવા શ્રીપાદશ્રીવલ્લભ જ પોતાને ત્યાં પુત્રરૂપે અવતર્યા છે એ જાણી તેને આનંદ થયો. તેની આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં અને ચિત્તનો બધો ખેદ જતો રહ્યો. પ્રભુએ તેને પ્રેમથી આલિંગન આપ્યું અને કહ્યું કે આમાંનું કશું પ્રગટ ન કરતા બધી વાત ગુપ્ત રાખજો.

સંસારે લેપાઉં ના, સંન્યાસી હું જાણ;
આજ્ઞા [1]આશુ આપ મા, ફરૂં તીર્થ નિર્વાણ. અ. ૬૬. ૧૧૩

એમ કહી બ્રહ્મચારીએ બોલવું બંધ કર્યું. પણ માતાનું આવરણ દૂર થયું નહિ.

માતાઃ—મને આમ રડતી મૂકી તારે જવું હોય તો જા. ભવિષ્યની વાત કોણે જોઈ? પણ હમણાં તો મને તું જતાં એક પણ પુત્રનો આધાર નથી. વળી સંન્યાસ તો છેલ્લો આશ્રમ છે. બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ એ ત્રણે પૂરા કરી બધી રીતે તૈયાર થઈ છેવટે સંન્યાસી થવાનું હોય. પરંતુ આ તો તું ધર્મવિરુદ્ધ વાત કરી રહ્યો છે.

બ્રહ્મચારીઃ—હે માતા ! જેને લાંબી જીંદગી ગાળવાનું નિશ્ચિત હોય તે ભલે બધા આશ્રમનો ક્રમેક્રમે લ્હાવો લે.

૧. સત્વર.

પહોંચ્યા અને મણિકર્ણિકાના ઘાટ પર રહી યમનિયમાદિ સિદ્ધ કરી લોકસંગ્રહાર્થે યોગાભ્યાસ કરવા લાગ્યા. બાળવયમાં પણ એમની એ ઉગ્ર તપશ્ચર્યા જોઈ ભલભલા તપસ્વીઓ અને સંન્યાસીઓ પણ દિઙ્મૂઢ થયા. તે વખતે કાશીપુરીમાં કૃષ્ણસરસ્વતી નામે સર્વ તપસ્વીઓમાં શ્રેષ્ઠ અને બ્રહ્મજ્ઞાની એવા વૃદ્ધ યતીશ્વર રહેતા હતા. તેમણે આ બાળ યોગેશ્વરને જોઈ પોતાના શિષ્યો તથા અન્ય યતિઓને કહ્યું કે આ બ્રહ્મચારી જરૂર મનુષ્ય નથી પણ સાક્ષાત્ વિશ્વવંદ્ય પરમાત્મા જ છે. માટે વય વગેરેનું અભિમાન ત્યજી બધા એને વંદન કરો. કેમકે

જ્ઞાની સદ્ગુણને નમે, માને જ્ઞાન પ્રમાણ,
વૃદ્ધ તાડ તુલસી લઘુ, કોને આપો માન? અ. ૬૭. ૯૬

માટે એને વંદન કરી બધા મળી પ્રાર્થના કરી એની પાસે સંન્યાસ લેવડાવીએ કે જેથી લોકસમસ્તનું કલ્યાણ થાય અને કલિમાં દિવસે દિવસે ભ્રષ્ટ દશાને પામતા સંન્યાસ આશ્રમનો ઉદ્ધાર થાય.

શિષ્યોને એમ કહી યતિવર કૃષ્ણસરસ્વતી સમસ્ત યતિમંડળ સાથે શ્રીપ્રભુ પાસે આવ્યા અને વંદન કરી પ્રાર્થના કરવા લાગ્યા કે હે પ્રભુ! આજે પૃથ્વી પર ચારે પાસ અધર્મનું વાદળ ઘેરાયુ છે તેને વિદારી જ્ઞાનનો પ્રકાશ કરવા આપજ સમર્થ છો. વળી આ કલિયુગમાં સંન્યાસ આશ્રમની લોકો ઘણી ઘણી નિંદા કરે છે. માટે તેનુ ઉજ્જવળ સ્વરૂપ લોકો આગળ પ્રગટ કરી આપ સંન્યાસ ધારણ કરી આશ્રમનો ઉદ્ધાર કરો. આપના જેવાના પ્રભાવથી દુર્જનોનાં મોઢાં બંધ થઈ આ વૈદિક માર્ગનું પુનર્જીવન થશે.

શ્રીકૃષ્ણે પણ સાંદિપનિ કર્યા સદ્દગુરુ જાણ;
મનુજાવતાર સમ તથા, વર્તે શ્રીહરિ માન. અ. ૬૭. ૧૧૦

સંન્યાસીઓની પ્રાર્થના સાંભળી શ્રીપ્રભુએ કૃષ્ણસરસ્વતી પાસે દીક્ષા લઈ સંન્યાસાશ્રમ સ્વીકાર્યો. ત્યારથી તેઓ **નૃસિંહસરસ્વતી** નામે ઓળખાવા લાગ્યા. ત્યાં થોડો સમય રહી શિષ્યોને વેદાભ્યાસ કરાવી યોગ વગેરેની શિક્ષા આપી.

આમ કાશીક્ષેત્રમા તેમની ખૂબ પ્રસિદ્ધિ થવા લાગી અને ઘણા અધિકારી જન તેમના શિષ્ય થયા; એટલે ઘણા શિષ્યોને સાથે લઈ બદરિનારાયણ ગયા અને ત્યાથી ફરતા ફરતા ગંગાસાગર તીર્થમાં આવ્યા. ત્યાથી પ્રયાગ આવી માધવ નામના એક બ્રાહ્મણને યોગ્ય અને અધિકારી જોઈ દીક્ષા આપી તેનું માધવસરસ્વતી નામ પાડયું. બધા શિષ્યોમાં માધવ મુખ્ય હતો. બીજા પણ બાળસરસ્વતી, કૃષ્ણસરસ્વતી, સદાનંદસરસ્વતી, સિદ્ધસરસ્વતી વગેરે અનેક શિષ્ય થયા. એ બધાને સાથે લઈ અનેક ક્ષેત્રોને પાવન કરતા કરતા શ્રીગુરુ દક્ષિણ તરફ વળ્યા.

---

## ૬. કુટુંબયાત્રા

શ્રી ગુરુ કહેઃ જે કુળ વિષે થાય સન્યાસી ધન્ય,
બેંતાળીસ કુળ ઉદ્ધરે એ નિશંક સુપુણ્ય ! અ. ૬૮. ૩૬

દક્ષિણમાં ફરતા ફરતા કંઈક ક્ષેત્રોને પાવન કરી શ્રીગુરુ પોતાની જન્મભૂમિ કરંજપુરમા આવી પહોંચ્યા અને માતપિતા તથા બંધુ ભગિની વગેરે સગાંસબંધીઓને પ્રેમથી મળ્યા. જોતજોતામાં બધા નગરમાં વાત ફેલાઈ કે

બાળ નરહરિ યતિવેષ ધારણ કરી નૃસિંહસરસ્વતી નામે કુટુંબયાત્રા કરવા ઘેર પધાર્યા છે. દર્શન માટે મેદની જામવા લાગી અને જે તે ભિક્ષા માટે શ્રીગુરુને નોતરું દેવા લાગ્યા. પ્રભુએ અનેક રૂપ ધારણ કરી ઘેર ઘેર ભિક્ષા કરી લોકોને સંતોષ પમાડયો. આવી અગમ્ય લીલા જોઈ લોક બધા આશ્ચર્યચકિત થયા અને પરસ્પર કહેવા લાગ્યા કે નક્કી આ સાક્ષાત્ પરમેશ્વર જ છે.

જે કો એને નર કહે, જશે નરક કુરૂપ;
કાર્યાર્થે એ અવતર્યો બ્રહ્માદિકિહરરૂપ ! અ. ૬૮. ૨૮

એમ કહી જે તે ભાવથી વંદન કરવા લાગ્યા.

માતપિતાને પરમ આનંદ થયો. પૂર્વજન્મનું સ્મરણ કરાવવા પ્રભુએ શ્રીપાદરૂપ ધારણ કર્યું. માતપિતા એ જોઈ પગ પર ઢળી પડ્યાં અને ગળગળાં થઈ પ્રાર્થના કરવા લાગ્યાં કે હે દેવ ! તારા દર્શનથી અમે ધન્ય થયાં છીએ. હવે તો આ સંસારસાગરમાંથી ઉદ્ધાર થાય એવી કૃપા કર.

શ્રીગુરુઃ–તમારે હવે શી ચિંતા છે ? જે કુળમાં સાચો સંન્યાસી પેદા થાય છે તે કુળની બેંતાળીસ પેઢીને બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે અને યમની બીક રહેતી નથી. તમારા ભાગ્યનું તો વર્ણન જ કોણ કરે એમ છે ? માટે નિશ્ચિંત રહો. સકળ ઐશ્વર્ય ભોગવી અંતકાળે વેદપ્રસિદ્ધ કાશીમાં તમારો વાસ થશે અને તમે મોક્ષ પામશો.

એટલામાં શ્રીગુરુની પૂર્વાશ્રમની બેન રત્ના દોડી આવી પૂછવા લાગી કે હે પ્રભો ! મારી પર દયા કરીને મને નિર્લેપ કરો કે જેથી હું તપ કરી આપના નામનો જપ કર્યા કરું. મને બીજી એકેય ઇચ્છા નથી.

પ્રભુઃ-સ્ત્રીઓને માટે પતિસેવા એજ મોટું તપ છે અને તેમને માટે પરમ તપ પણ એ જ છે.

પતિસેવા ગતિદા મતા, જેથી રીઝે ઈશ;
આપે પર પદ મોક્ષ જે, પતિ જ કેવળ ત્રીશ. અ. ૬૮. ૪૯

પાતિવ્રત્યથી સ્ત્રીઓને માટે દુર્લભ કાંઈ જ નથી. માટે હે બેન ! મન સ્થિર કરીને પતિને દેવસ્વરૂપ માની તેની સેવા કર. એજ મોક્ષ મેળવવાનું સર્વોત્તમ સાધન છે. વેદશાસ્ત્ર પણ એવું જ કથે છે.

રત્ના ગુરુને વંદન કરીને વિનયપૂર્વક પ્રાર્થના કરવા લાગી કે તું જ એક આપણી સૃષ્ટિમાં ઈશ્વર છે. ભૂત ભવિષ્ય બધું યથાર્થ જાણે છે. માટે આગળ મારી શી ગતિ થશે તે કહે.

શ્રીગુરુઃ—હે બેન ! ભવિષ્ય જાણવામાં કંઈ મઝા નથી. પણ જ્યારે તું આગ્રહ જ કરે છે ત્યારે કહું છું કે તેં પૂર્વજન્મોમાં ઘણાં પાપ કર્યાં છે અને તેથી આગળ તારે ઘણું દુઃખ સહન કરવું પડશે.

ભોગે લય પ્રારબ્ધનો, ગતિ અન્ય નહીં જાણ,
કર્યું કારગ્યુ ભોગવ્યે થાય છૂટકો માન. અ. ૬૮. ૫૬

તેં પૂર્વજન્મમાં ગાયને લાત મારી છે અને સ્ત્રીપુરુષમાં કપટથી કલહ કરાવ્યો છે. માટે પહેલા પાપથી તારા શરીરે કોઢ નીકળશે અને બીજા પાપના પરિણામે તારો પતિ તારા પર રોષે ભરાશે અને તારો ત્યાગ કરી સંન્યાસી થશે.

પોતાનું કઠણ ભવિષ્ય જાણીને રત્ના દીલગીર થઈ અને શ્રીગુરુના પગ પર આળોટી પડી કહેવા લાગી કે હે ગુરુનાથ ! મારૂં રક્ષણ કરો.

શ્રીગુરુ ( આશ્વાસન આપીને ):-તું ચિંતા કરીશ નહિ.

હમણાં તો તું થોડો સમય સુખમાં રહે. તારો પતિ ઘડપણમાં સંન્યાસી થશે અને તારો ત્યાગ કરશે. ત્યારપછી તારા શરીરે કોઢ નીકળશે અને તારે ઘણું દુઃખ સહન કરવું પડશે. આમ પાપનો નાશ થયે તને જરૂર મારૂં દર્શન થશે. દક્ષિણમાં ભીમા–અમરજાના સંગમ પર ગાણગાપુર ક્ષેત્ર પાસે પાપવિનાશી તીર્થ છે. તેનું સેવન કરવાથી તારો કોઢ મટી જશે. મારૂં દર્શન પણ તને ત્યાંજ થશે અને તારી મુકિત થશે.

એમ કહી શ્રીગુરુ ત્યાંથી શિષ્યો સાથે નીકળી ગોદાવરીના મૂળ પાસે ત્ર્યંબકેશ્વરમાં આવ્યા અને ત્યાં થોડો સમય રહી નાશિક આવ્યા.

—oo—

## ૭. લોકોદ્ધાર

સૂર્યોદય થતાં શમે અંધકાર જ્યમ ગાઢ,
નાસે થતાં ગુરુકૃપા દૈન્ય પાડીને રાડ. અ. ૬૮. ૧૯૩

એમ ગોદાવરીતટે ફરતાં ફરતાં શ્રીગુરુ મંજરીક નામે એક ગામમાં આવી પહોંચ્યા. એ ગામમાં માધવારણ્ય નામે એક મુનિ શ્રીનરસિંહજીનું ભજન પૂજન કરતા રહેતા હતા. તે દિવસે તેઓ ધ્યાન ધરી નરસિંહજીનું માનસપૂજન કરતા હતા. ત્યાં એવો ચમત્કાર થયો કે ધ્યાનમાં પોતાની ધ્યેયમૂર્તિ નરસિંહ ભગવાનને બદલે તેમને યતિવેષધારી શ્રીનૃસિંહસરસ્વતીનાં દર્શન થયાં. ધ્યાનમાંથી જાગ્રત થતાં બહાર આવી જુએ છે તો એજ સ્વરૂપ પ્રત્યક્ષ જોયું. તરતજ તેમણે શ્રીગુરુને વંદન કરી વિનમ્રભાવે તેમની સ્તુતિ કરી.

શ્રીગુરુએ તેમને ધન્યવાદ આપી કહ્યું કે

નૃસિંહમૂર્તિ માહરૂં કર્યું નિત્ય પૂજન;
તે પુણ્યે પ્રત્યક્ષ આ, થયુ દેખ દર્શન. અ. ૬૮. ૧૦૭

એમ ભક્તજનોનો ઉદ્ધાર કરતા કરતા શિષ્યો સાથે શ્રીગુરુ ગોદાતટે વાસરબ્રહ્મેશ્વર નામે ક્ષેત્રમાં આવી પહોંચ્યા. ત્યાં કિનારા પર તેમણે એક બ્રાહ્મણને શૂળના દુઃખથી ત્રાસી ગંગાના પાણીમાં પ્રાણ ત્યાગવા માટે ધસતો જોઈ તેને બોલાવી લાવવા શિષ્યોને આજ્ઞા કરી.

શ્રીગુરુની આજ્ઞા થતાં જ શિષ્યો તે સ્થળે દોડી ગયા અને પાણીમા તણાતા એ દુઃખી બ્રાહ્મણને બહાર ખેંચી કાઢી ગુરુ પાસે લઈ આવ્યા. ગુરુએ તેને પ્રેમથી પાસે બોલાવી પૂછયુ કે ભલા ! એવું તે તારા પર કયું મહાન દુઃખ આવી પડયુ છે કે તને જીંદગીનો કંટાળો આવ્યો છે અને આમ આત્મહત્યા કરવા તું તૈયાર થયો છે ?

બ્રાહ્મણ (હાથ જોડી):–હે પ્રભો ! જે અન્ન વડે બધા પ્રાણીઓ પોતાના પ્રાણ ટકાવી રાખે છે તે અન્ન જ મારાં કોઈ પાપકર્મે મારૂં દુશ્મન થયુ છે. રોજ તો રહ્યુ પણ પંદર દિવસે કે મહિને હું કોળીઓ અન્ન પેટમાં નાંખું છું કે તરત જ પેટ ચઢીને એટલી બધી અસહ્ય ચૂંક ઉપડે છે કે મારે જીવવું ભારે થઈ પડયુ છે અને જીવવા કરતાં મરણ જ વહાલુ લાગે છે. માટે એ દુ.ખથી ત્રાસી હું આમ પ્રાણ ત્યજવા તૈયાર થયો છું. એટલે હે ગુરુનાથ ! મને રજા આપો કે જેથી હું ગ ગામાં પ્રાણત્યાગ કરી આ અસહ્ય દુઃખનો અંત આણું.

શ્રીગુરુ (આશ્વાસન આપીને):–જો. હું તને તારા

દરદની અદ્ભુત દવા બતાવું છું. ધીરજ રાખી બેસ ને એમજ જાણ કે હવે તારો બધો રોગ મટી ગયો. તું ફાવે તેવાં મિષ્ટાન ખાઇશ તોપણ તને કશી પીડા નહિ થાય.

શ્રીગુરુનાં વચન સાંભળી બ્રાહ્મણ શાંત થયો, અને દંડવત્ કરી પાસે બેઠો. તેજ વખતે ગામનો એક અધિકારી ગંગાસ્નાન કરવા તે સ્થળે આવ્યો. શ્રીગુરુને જોઈ એણે ભક્તિભાવથી વંદન કર્યું અને દાસના સરખી કંઈ સેવા બતાવો એવી વિનંતિ કરી. શ્રીગુરુએ તેને પાસે બેસાડી તેનું નામ ઠામ વગેરે પૂછ્યું.

બ્રાહ્મણઃ–હે પ્રભો ! મારી જન્મભૂમિ કાંચીપુરી છે. મારૂં નામ સાયંદેવ તથા ગોત્ર કૌણ્ડિણ્ય છે અને હું અહીં પેટપોષણ માટે મુસલમાન બાદશાહની ચાકરી કરૂં છું. અહીં આવ્યે એકાદ વરસ થયું હશે. મારાં ધનભાગ્ય કે આમ એકાએક આપનાં દર્શન થયાં.

સ્નાન થકી ગંગા હરે પાપ, ચંદ્ર નિશિ તાપ;
કલ્પવૃક્ષ જો આંગણે હરે દૈન્ય માબાપ!
ત્વદ્દર્શન એવું નહીં, હરે પલકમાં સર્વ;
ચતુર્વર્ગફલપ્રદ પ્રભો, પાવન પદ તુજ શર્વ!! અ. ૬૮. ૧૫૬-૭

આમ સ્તુતિ કરી પ્રણામ કરીને તે પ્રભુ પાસે બેઠો એટલે તેમણે તેને કહ્યું કે હું કહું તે સાંભળ. આ બ્રાહ્મણ શૂળરોગથી પીડાય છે અને રોગથી કંટાળી આત્મહત્યા કરવા તૈયાર થયો છે. તેથી એના રોગ ઉપર જે અકસીર દવા હું બતાવું તે મારૂં માની તું કર. એને તારે ઘેર લઇ જઈ મનભાવતાં પકવાન જમાડ એટલે એનો રોગ મૂળથી નાશ પામશે.

શ્રીગુરુનાં વચન સાંભળી સાયંદેવ (વિનયથી).–હે પ્રભો ! પેટમાં અન્ન જતાંની સાથે જ એના પેટમાં શૂળ ઉપડશે અને એના પ્રાણ નીકળી જશે. એક મહિને ગઈ કાલેજ એણે બે કોળીઆ વડાંદહીંથરાં ખાધાં ને તેનુ પરિણામ આપ પ્રત્યક્ષ જુઓ છો કે એ મરવા તૈયાર થયો છે. માટે અન્નદાન કરવા જતાં બ્રહ્મહત્યા લાગવાની બીક લાગે છે. છતાં આપ આજ્ઞા કરો તેમ કરૂ.

શ્રીગુરુ–ગઈ કાલે જે વડાદહીથરાં જમ્યાથી એને આ પ્રાણાંત વેદના થાય છે એમ તું કહે છે તે જ આજે ફરી જમાડ ! એની પીડા દૂર કરવા માટે એ જ દિવ્ય ઔષધિ છે. એથી એનો રોગ જરૂર મટી જશે. માટે નાહક શંકા ઉઠાવી વિલંબ ન કર.

ગુરુઆજ્ઞા માથે ચઢાવી સાયદેવે તેમ કરવાનું કબૂલ કર્યું અને શ્રીગુરુને પણ વિનંતિ કરી કે હે પ્રભો ! આપ પણ શિષ્યો સહિત મારે ત્યા ભિક્ષા કરો એટલે મને પણ આનંદ થશે.

તેની વિનંતિ માન્ય કરી શિષ્યો સાથે શ્રીગુરુ એ રોગી બ્રાહ્મણને લઈ સાયદેવને ત્યા પધાર્યા. પતિપત્ની બંનેએ ખૂબ હોંશથી ષોડશોપચારે શ્રીગુરુનું પૂજન કર્યું અને સાથેના શિષ્યમંડળનો પણ ભાવથી સત્કાર કર્યો પછી રોગી બ્રાહ્મણ સાથે બધાને ખૂબ આગ્રહ કરી કરીને અનેક જાતનાં મિષ્ટાન્નથી તૃપ્ત કર્યાં. ઘણા દિવસનો ભૂખ્યો બ્રાહ્મણ શ્રીગુરુની કૃપાદષ્ટિ થતાં સારી રીતે જમ્યો.

જે દોષો હજારો ઉપાય કર્યા છતાં પણ મટી શકતા નથી તે સદ્દગુરુની એક કૃપાદષ્ટિ થતાં જ શાંત થઈ જાય

છે, તો એક રોગ નાશ પામે એમાં શું આશ્ચર્ય ? બ્રાહ્મણનો રોગ સમૂળ નાશ પામ્યો અને તેની કાયા કંચન જેવી થઈ.

સાયંદેવની શ્રદ્ધાભક્તિ જોઈ શ્રીગુરુ ઘણા પ્રસન્ન થયા અને તેને વરદાન માગવા કહ્યું.

સાયંદેવઃ–હે પ્રભો ! હું શું માગું ? આપના ચરણમાં મારી ભક્તિ અખંડ રહે અને મારા વંશમાં જે જન્મે તે બધા આપના ભકત થાય અને અંતે મોક્ષ પામે. બીજી કંઈજ ઇચ્છા નથી. છતાં એક વાત મનને સતાવ્યા કરે છે કે હું યવન બાદશાહને ત્યાં નોકરી કરૂં છું અને એ ઘણો ક્રૂર અને નીચ સ્વભાવનો છે. દર વરસે તે એક બ્રાહ્મણની હત્યા કરે છે. મને પણ આજે એનું તેડું આવ્યું છે અને મને ડર રહે છે કે જરૂર વધ કરવા માટે જ મને બોલાવ્યો છે. છતાં મને શ્રદ્ધા છે કે આપના ચરણકમળનાં દર્શન થયાં એટલે હવે મારૂં બધું દુર્દૈવ દૂર થયું. આપના સેવક તરફ વાંકી દૃષ્ટિ કોણ કરી શકે તેમ છે ?

સાયંદેવનાં વચન સાંભળી શ્રીગુરુએ એના માથા પર અભય કર મૂકી કહ્યું કે તારે બ્હીવાનું કંઈજ કારણ નથી. ભલે બાદશાહ ઘાતકી કે નીચ રહ્યો ! પણ તારી પર તો પ્રસન્ન જ થઈ તારો સત્કાર કરી તને મારી પાસે પાછો મોકલશે. જા. જ્યાંસુધી તું પાછો નહિ આવું ત્યાંસુધી હું અહીં જ રહીશ. તું મારો પરમ ભકત છે અને તારા વંશમાં પણ મારી ભકિત અખંડ રહેશે. તારા પુત્રપૌત્રને લક્ષ્મી અને ધનધાન્યાદિની ખોટ નહિ રહે અને બધા નિરોગી રહી લાંબું આયુષ્ય ભોગવી મારી ભકિતથી અંતે મોક્ષ પામશે.

ઉપર પ્રમાણે વરદાન પામીને સાયંદેવ યવન બાદશાહના

દરબારમાં ગયો. તેને જોતાં જ એને ક્રોધ ચઢયો. પણ ઊઠવા જતાં જ સાવ ઢીલો થઈ ગયો અને આખે શરીરે દાહ ઉત્પન્ન થયો. સાયંદેવને મળ્યા વગરજ તે નાઠો અને તત્કાળ પથારીમાં પડી ઊંઘી ગયો. બ્રાહ્મણને આથી વિશેષ બીક લાગી. તે સદ્‌ગુરુનું સ્મરણ કરી પોતાને બચાવવા પ્રાર્થના કરવા લાગ્યો. અંતે સદ્‌ગુરુનું અભય વચન સંભારી તે નિર્ભય થયો અને મનમા કહેવા લાગ્યો કે

ગરુડપોત[1] શું સ્પર્શગે, ભયે ક્રુધ્ધ [2]ભુજંગ ?
જે ઉપર સદ્‌ગુરુકૃપા, કોણ યવનપતંગ ! અ. ૬૬. ૨૯
જમડાં જોઈ થરથરે સદ્‌ગુરુ ભક્તસુગાત્ર !
ભીતિ મૃત્યુની નહીં, યવનભીક કૃણમાત્ર ? ,, ૩૨

તેમ બાદશાહ જ બ્રાહ્મણને જોઈ બીકથી ધ્રુજી ઊઠયો. ઘેર જઈ પથારીમાં પડયો છતાં તેને ચેન ન પડયું. શરીરમાં બધે જીવલેણ પીડા થવા લાગી. તે ઝબકી ઝબકીને ઊઠવા લાગ્યો છેવટે બ્રાહ્મણનું સ્મરણ થતાં તેની પાસે દોડી આવી તેના પગ પાસે આળોટવા લાગ્યો અને કરગરીને કહેવા લાગ્યો કે કોઈ આ શરીરના તલતલ જેવડા કટકા કરતું હોય એમ લાગે છે. મને બચાવ. તને જોતાં જ શાંતિ થઈ છે. માટે તું ઘેર જા. એમ કહી તેને વસ્ત્રાભૂષણ વગેરે શિરપાવ આપી સત્કાર કરી પાછો મોકલ્યો.

બ્રાહ્મણ તરત જ ગંગાકિનારે શ્રીસદ્‌ગુરુ પાસે આવ્યો અને બનેલું બધું નિવેદન કરી પગે પડી સ્તુતિ કરી.

શ્રીગુરુઃ–સાયંદેવ ! હવે અમે દક્ષિણ દેશમાં જઈશું અને ત્યાંનાં ઘણાં તીર્થસ્થાનોમાં વિચરીશું.

૧. ગરુડનાં બચ્ચાં. ૨. નાગ

સાયંદેવઃ–પ્રભો ! મને પણ સાથે લો. હું આપની સેવા કરીશ. આપના વિના હવે મારાથી કેમ જીવાશે ?

શ્રીગુરુઃ–તું અહીં જ રહે. પંદર વર્ષ પછી તને ફરીથી મારાં દર્શન થશે. હું તારા ગામની પાસે જ નિવાસ કરવાનો છું.

એમ કહી તેને આશ્વાસન આપી માથે હાથ મૂકી આશિર્વ આપી અને પોતે ત્યાંથી નીકળી ફરતા ફરતા પરળીવૈજનાથમાં આવી પહોંચ્યા. ત્યાં બધા શિષ્યોને બોલાવીને દિવસે દિવસે વધતી જતી લોકઉપાધી દૂર કરવા માટે પોતે ગુપ્ત થવાનો વિચાર કરી શિષ્યોને તીર્થયાત્રા કરવા જવાની આજ્ઞા કરી. શિષ્યોની વિનંતિથી બધો તીર્થયાત્રા-વિધિ તેમને કહી સંભળાવ્યો અને બધાંને યાત્રાએ મોકલી પોતે વૈજનાથ પાસે આરોગ્યભવાની માતાના સ્થાનમાં એક વરસ સુધી ગુપ્ત રહ્યા.

---

## ૮. ગુરુભક્તિ

ગુરુ બ્રહ્મા હરિહર નક્કી, ગુરુ સાક્ષાત્ પરબ્રહ્મ;
ગુરુકૃપા વિણ કો કદિ, તરે ન માયાભ્રમ. અ. ૭૦. ૫૧

**શ્રી**ગુરુનો મુકામ વૈદ્યનાથ સમીપ હતો તે દરમ્યાન એક દિવસ એક બ્રાહ્મણ તેમની પાસે આવી પહોંચ્યો અને ભક્તિભાવથી દંડવત્ પ્રણામ કરી કહેવા લાગ્યો કે પ્રભો ! આ સંસારસાગરમાંથી પાર ઉતરવા માટે મેં ઘણાં જપ તપ કર્યાં પણ કેમે કરી ચિત્ત સ્થિર થતું નથી. કારણ

પણ કંઈ સમજાતું નથી. મારાથી લાંબો કાળ ગુરુસેવા થઈ શકી નથી તેનું તો આ ફળ નહિ હોય ? હે દેવ! મને શરણે લો અને જ્ઞાનદાન કરો કે જેથી હું કૃતાર્થ થાઉં.

શ્રીગુરુ (બ્રાહ્મણનાં વચન સાંભળી) –ગુરુસેવા બાજુએ મૂકી આમ સ્વબુદ્ધિથી જપ તપ કરવાનું તને કેમ સૂઝયું ?

બ્રાહ્મણ ( આંસુ ઢાળતાં ):–હે પ્રભો ! મારા ગુરુ અતિશય ક્રોધી અને નિષ્ઠુર છે. મારા પર વિના કારણ ક્રોધ કરીને કોઈ કોઈવાર તો મને એ માર પણ મારતા; અશકય એવાં ઘરકામ બતાવી મને ઘણો ત્રાસ આપતા. અને તેમ કરવા છતાં એ જ્ઞાનનો એક શબ્દ પણ કદીએ બોલતા નહિ. તેથી કંટાળીને એમનાં ચરણ છોડી હું નાસી છૂટયો છું.

ના માન્યુ ગુરુવાક્ય મેં, ક્રુદ્ધ થયા ગુરુનાથ;
ત્યાગી આવ્યો હું અહીં, કષ્ટ નિવારો તાત ! અ. ૭૦. ૮૮

બ્રાહ્મણનાં આવાં વચન સાંભળી શ્રીગુરુ તેને સખ્ત ઠપકો આપી કહેવા લાગ્યા કે હે અધમ! તું પોતાના દોષ જોતો નથી અને આમ ગુરુની નિંદા કરે છે તેથી તું ગુરુદ્રોહી તેમજ આત્મદ્રોહી થયો છે. ખરેખર તારું મોં જોવું પણ યોગ્ય નથી.

સ્વદોષો જાણ્યા વિના, કેમ થાય મન શુદ્ધ ?
મન:શુદ્ધિ વિણ જ્ઞાન ના, કાં ભૂલે દુર્બુદ્ધ? અ. ૭૦. ૩૩

પોતાનું નાક કાપી તું સામાને અપશુકન કરવા મથે છે! કામધેનુ સમા ગુરુનો ત્યાગ કરી શાંતિ માટે તું આમ બીજે વલખાં મારે છે! તારા કરમમાં સુખ કયાંથી હોય ? મોઢેથી ગુરુનિંદા કરતાં તારી જીભ કેમ તૂટી નથી પડતી!

શ્રીગુરુના વદનચંદ્રમાંથી ઝરતાં 'આવાં અમૃતપૂર્ણ તથા હિતકારી વચનો સાંભળી બ્રાહ્મણને પોતાના પાપનો પશ્ચાત્તાપ થયો. વારંવાર તેમને પગે પડી કરેલાં કર્મની માફી માગવા લાગ્યો અને નમ્રતાથી પૂછવા લાગ્યો કે હે પ્રભો ! કૃપા કરી મને ગુરુમહિમા સમજાવો અને તેમની સેવા શી રીતે કરવી તે બધું કૃપા કરી કહો. બ્રાહ્મણની દીન વિનંતિ સાંભળી શ્રીગુરુ કહેવા લાગ્યા કે માતા, પિતા, આપણા ઉપર ઉપકાર કરનાર, સંકટમાંથી ઉગારનાર, વિદ્યાદાન કરનાર વગેરે અનેક જાતના ગુરુઓ કહ્યા છે. પણ તે બધામાં બ્રહ્મવિદ્યાનુ દાન કરનાર જ શ્રેષ્ઠ અને સદ્‌ગુરુ છે એમ જાણવું; અને તેને પરબ્રહ્મસ્વરૂપ માની તન, મન અને ધનથી યથાશક્તિ સેવા કરવી. મહાભારતના આદિપર્વમાં ગુરુસેવાના મહિમા વિષે લંબાણથી વર્ણન છે તેમાંની એક બે વાત તને કહું છું તે સાંભળઃ—

દ્વાપરયુગમાં ધૌમ્ય નામે એક મહાન ઋષિ થઈ ગયા. તે અતિશય બુદ્ધિશાળી અને મહાવિદ્વાન હતા. તેમને ત્યાં અનેક શિષ્યો વિવિધ શાસ્ત્રોનો અભ્યાસ કરી રહેતા હતા. તે સૌમાં પાંચાલ દેશનો અરુણ, બીજો બૈદ અને ત્રીજો ઉપમન્યુ મુખ્ય હતા. પહેલાં એવો એક શિષ્ટ શિરસ્તો હતો કે શિષ્યોને સેવા સોંપીને તે દ્વારા તેમની કસોટી કરી તેમના તન મનના મળો દૂર કરી પાત્રને જ ગુરુઓ યોગ્ય જ્ઞાનોપદેશ કરતા અને તેથી જ શિષ્યોમાં એ જ્ઞાન ઝળકી ઊઠતું.

ધૌમ્યઋષિએ પણ પોતાના શિષ્યોની કસોટી કરવાનો વિચાર કરી એક દિવસ અરુણને પાસે બોલાવી કહ્યું કે

હે વત્સ ! ડાંગરના ક્યારા સૂકાઈ જવા લાગ્યા છે. માટે જલદી જા અને તળાવમાંથી પનાળ વગેરે દ્વારા પાધરૂ પાણી ખેતરમાં વાળી લાવ કે જેથી ધાન્યના છોડ સૂકાતા મટે.

ગુરુની આજ્ઞા માથે ચઢાવી અરુણ એકદમ દોડયો અને તળાવમાંથી ખેતર સુધી એક મોટી નીક બનાવી તળાવનુ પાણી તેમાં વાળવા લાગ્યો. પણ પાણી નીચું અને ખેતર ઊંચું એટલે તળાવની પાળ સુધી જઈને પાણી એકઠું થયુ પણ કેમે કર્યું ખેતરમા જાય નહિ. ઊલટું નીક તોડી બીજે વહેવા લાગ્યુ. તૂટેલી પાળ બાંધવા માટે અરુણે ઘણીએ મહેનત કરી પણ પાણીના વેગ આગળ એકલે હાથે તે ફાવી શકયો નહિ. છેવટે તેણે તૂટેલી પાળ પાસે આડો પડી પોતાનું શરીર ગોઠવ્યું અને પાણીનું વહેણ પાછું ઠેલ્યું એટલે ફાટેલો પાણીનો પ્રવાહ અડઘોપડધો ખેતર તરફ વળ્યો. થોડી વારમાં જ ખેતર તો ભરાઈને તર થયું. શિષ્યે ઊઠવા પ્રયત્ન કર્યો પણ તેનું શરીર પાણીના સપાટાથી ડૂબવા લાગ્યું અને તે તણાવા લાગ્યો. ધૌમ્યગુરુએ જોયુ કે ખેતર તો પાણીથી ભરાઈ ગયું છે અને સાંજ પણ પડી ગઈ છે; છતા અરુણ ક્યાય દેખાતો નથી એટલે તેની શોધ કરવા પોતે મઠમાંથી બહાર નીકળ્યા. ખેતર પાસે આવી પહોચ્યા તો જોયું કે અરુણ તણાઈ રહ્યો છે. ગુરુએ તેને બૂમ પાડી. ગુરુની વાણી સાંભળતાં જ શિષ્યમા હિંમત આવી તે અતિશય બળ કરીને ઊઠયો અને પાણીની બહાર આવી ગુરુને પગે લાગી હાથ જોડી ઊભો રહ્યો.

ખેતર કેવી રીતે પાણીથી ભરાયું એવું પૂછતાં શિષ્યે

બધી હકીકત કહી સંભળાવી. ધૌમ્યગુરુ એ સાંભળીને અત્યંત પ્રસન્ન થયા અને વરદાન આપ્યું કે હે શિષ્યશ્રેષ્ઠ ! તું આજથી વેદશાસ્ત્રમાં પારંગત થા. ઘેર જઈ યોગ્ય સ્ત્રી સાથે લગ્ન કર અને ગૃહસ્થધર્મે રહી ઈશ્વરભજન કરી સુખી થા.

ગુરુની આજ્ઞા માથે ચઢાવી અરુણ ઘેર ગયો અને ગુરુના આશીર્વાદથી સુખી થયો.

ત્યારપછી એક દિવસ ધૌમ્યમુનિએ બીજા શિષ્ય બૈદને બોલાવ્યો અને આજ્ઞા કરી કે તું ખેતરમાં જા અને રાત દિવસ ખૂબ ખંતથી ખેતર સાચવી પાક તૈયાર થતાં બધો ઘેર લઈ આવ.

શ્રીગુરુની આજ્ઞા લઈ બૈદ તરતજ ખેતરમાં ગયો અને અત્યંત દુઃખ ઉઠાવી પાકની રખેવાળી કરવા લાગ્યો. તૈયાર થતાં એકલે હાથે કાપણી કરી ઘાસમાંથી અનાજ છૂટું પાડી એક મોટો ઢગલો કર્યો અને શ્રીગુરુ પાસે આવી કહેવા લાગ્યો કે હે પ્રભો ! પાક તૈયાર થઈ ગયો છે. આજ્ઞા કરો તો ઘેર લઈ આવું.

ધૌમ્યઋષિ શિષ્યના કાર્યથી પ્રસન્ન થયા અને તેને શાબાશી આપી એક પાડો અને જૂનું ગાડું આપી ખેતરમાંથી પાક ઘેર લઈ આવવા કહ્યું. અત્યંત પ્રસન્નમુખે તરત જ ગાડું તથા પાડો લઈ બૈદ ખેતરમાં આવ્યો. ચાળીસ મણ ડાંગરનો ઢગલો વહીને ગાડામાં નાંખ્યો. એક બાજુ પાડો જોડી બીજી બાજુ પોતે ધૂંસરી ગરદન પર રાખી તે ગાડું ખેંચવા લાગ્યો.

ખેંચતાં ખેંચતાં ગાડું એક ખાડામાં આવી ગરક્યું. ખાડો ઉંડો અને કાદવથી ભરેલો હતો એટલે ગાડું ત્યાં ચોંટી ગયું તે કેમે કર્યું બહાર નીકળે જ નહિ. છેવટે

ચાકીને બેદે પાડા છોડી નાંખ્યો અને ખૂબ જોર કરી એકલાએ ગાડું બહાર કાઢવા પ્રયત્ન કર્યો. પણ ગાડું તો જરાયે ન હાલ્યું અને શિષ્યને મૂર્છા આવી ગઈ. મોઢે ફીણુના ફીસોટા આવવા લાગ્યા અને તમ્મર ખાઈ તે ભોંય ઉપર પડયો.

શિષ્યને વાર થએલી જોઈ ધોમ્યગુરુ એટલામાંજ ત્યાં આવી પહોંચ્યા. બેદની પ્રાણાંત સ્થિતિ જોઈ તેમનુ હ્રદય દયાથી પીગળી ગયું તેમણે તેને હાથથી પંપાળીને ઉઠાડયો અને તેની સેવાથી પ્રસન્ન થઈ વરદાન આપ્યુ કે યોગશાસ્ત્રાદિમાં તારી અકુંઠિત ગતિ થશે.

શ્રીગુરુની આજ્ઞા લઈ તે ઘેર ગયો અને ઈશ્વરભજન કરી ગુરુના આશીર્વાદથી પ્રખ્યાત થયો.

ત્યારપછી ધોમ્યઋષિએ ત્રીજા શિષ્ય ઉપમન્યુને બોલાવ્યો અને કહ્યુ કે હે વત્સ ! તું ગાયો લઈ ને જંગલમાં જા અને સારૂં લીલું ઘાસ જોઈને એ તૃપ્ત થતા સુધી તેમને ચરાવ.

ગુરુની આજ્ઞા થતાં જ પ્રણામ કરીને ગાયો હાંકી ઉપમન્યુ જંગલમાં ગયો અને ઘણો વખત સુધી તેમને ચરાવી પેટમાં ભૂખ લાગતાં ગાયો હાંકી ઘેર પાછો આવ્યો. શિષ્યને પાછો આવેલો જોઈ ધોમ્યગુરુએ ક્રોધનો દેખાવ કરી કહ્યું કે અરે ! તું આટલામાં જ પાછો આવ્યો ? હજી તો ગાયોનું અડધુંય પેટ ભરાયુ નથી. ફરીથી જા અને સાંજ પડતાં સુધી જંગલમાં તેમને ચરાવ્યા કર. આમ વેઠ કરીશ નહિ.

ઉપમન્યુ તરતજ પાછો જંગલમાં ગયો. ગાયો ચરવા લાગી. બપોરનો તાપ થઈ ગયો. પેટમાં ભૂખ પણ બરાબર લાગી અને પ્રાણ વ્યાકુળ થવા લાગ્યા. એટલામાં એની નજરે

પાસે બ્રાહ્મણોનાં ઘર પડયાં. ગુરુનું સ્મરણ કરી તેણે નદીમાં સ્નાન કર્યું અને સંધ્યાવંદન વગેરેથી પરવારી સાત ઘેર મધુકરી માગી ભૂખ શાંત કરી અને સૂર્યાસ્ત સુધી ગાયો ચરાવી સાંજ પડતાં ગાયો હાંકી ઘેર આવ્યો.

આ પ્રમાણે કેટલાક દિવસ પસાર થયા. એક દિવસ ધૌમ્યગુરુ તેને પોતાની પાસે બોલાવી પ્રેમથી પૂછવા લાગ્યા કે હે વત્સ ! તું રોજ ગાયો ચરાવવા વનમાં જાય છે, તને ઘેરથી કંઈ ખાવા મળતું નથી, છતાં તારૂં શરીર વધારે ને વધારે પુષ્ટ થતું જાય છે તેનું શું કારણ ?

ઉપમન્યુ (હાથ જોડીને):—હું રોજ બપોરે મધુકરી માગું છું અને તે ખાઈને આખો દિવસ ગાયો ચરાવી સાંજે પાછો ઘેર આવી આનંદ કરૂં છું.

શિષ્યનાં વચન સાંભળી શ્રીગુરુ (ક્રોધથી):—અરે ! તું મને અર્પણ કર્યા સિવાય ભિક્ષા ખાય છે ? શરમ છે તને! હવેથી માગેલું ભિક્ષાન્ન તારે મારે ચરણે ધરવું.

આજ્ઞા માથે ચઢાવીને બીજે દિવસે ઉપમન્યુ ગાયો લઈ વનમાં ગયો. બપોર થતાં સ્નાન કરી ભિક્ષા માગ લાવી ગુરુને અર્પણ કરીને પાછો ગાયોની પાછળ વનમ ગયો. ઘેર તેને કોઈ દિવસ પૂરું અન્ન મળતું નહિ તેથ તેણે બીજી વાર ભિક્ષા માગી પોતાની ભૂખ શાંત કરી. હવે પહેલી ભિક્ષા ગુરુને અર્પણ કરવી અને બીજીથી પોતાન પેટ ભરવું એવો તેનો નિત્યક્રમ ચાલ્યો.

વળી પાછું એક દિવસ તેનું શરીર હૃષ્ટપુષ્ટ જોઈ ધૌમ્ય ગુરુએ તેને પાસે બોલાવી પૂછયું:—તને ઘેર પૂરતું અન્ મળતું નથી અને માગી આણેલી ભિક્ષા તો મને અર્પણ

કરે છે; તો પછી તારૂં શરીર આમ શાને લીધે વધ્યા કરે છે?

ઉપમન્યુ (હાથ જોડીને):—હે પ્રભો ! હું બે વાર ભિક્ષા માગું છું. પહેલી ભિક્ષા આપને અર્પણ કરૂં છું અને બીજીવાર માગી આણેલી જાતે ખાઉં છું.

ધૌમ્યગુરુ (ક્રોધ કરીને):—નાદાન છોકરા ! હવેથી બને ભિક્ષા મને જ અર્પણ કર. મારી આજ્ઞા વગર તારાથી દાણો પણ કેમ ખવાય?

આજ્ઞા માથે ચઢાવી ઉપમન્યુ ધેન લઈ વનમાં ચરાવવા લાગ્યો. બંને વારની ભિક્ષા ગુરુને અર્પણ કરી. પણ મધ્યાહ્ન થતાં પેટમા ભૂખ ભભૂકી ઊઠી અને પેટમાં શું નાંખવું તેનો તે વિચાર કરવા લાગ્યો. એટલામાં તેણે જોયું કે દૂર વાછરડાં ગાયોને ધાવતાં હતાં. તેમાંથી થોડું દૂધ જમીન પર પડતું હતું તે કોઈના ઉપયોગનું નથી અને નકામું જમીનમાં જાય છે, માટે તેનો ઉપયોગ કરી હું મારૂં પેટ ભરૂં એવો વિચાર કરી તે દૂધ પીને તેણે દિવસો ગાળવા માંડ્યા.

વળી એક દિવસ ગુરુની નજર તેના ઉપર પડી. તેનું શરીર એવું ને એવું જ હૃષ્ટપુષ્ટ જોઈ તેઓ વિચાર કરવા લાગ્યા કે આને ઘેર તો અન્ન નથી જ મળતું, બે વાર માગેલી ભિક્ષા પણ એ મને અર્પણ કરે છે; છતાં પણ તેનું શરીર વધતું કેમ જાય છે?

એમ વિચાર કરી ઉપમન્યુને પાસે બોલાવી તે પૂછવા લાગ્યા કે હે વત્સ ! હવે તારૂં કેમ ચાલે છે? ઉપમન્યુએ હાથ જોડી કહ્યું કે હે ભગવન્ ! વાછરડાં ધાવતાં જમીન પર જે દૂધ પડે છે તે ખોબામાં ઝીલી લઈ હું મારી ભૂખ મટાડું છું.

આ સાંભળતાંજ ધૌમ્યગુરુ ક્રોધથી કહેવા લાગ્યા કે મૂર્ખ !

એંઠું ખાવામાં ઘણા દોષ છે. એથી તારી બુદ્ધિ બગડે છે. વળી તારા પર દયા લાવીને વાછરડાં પોતે થોડાં ભૂખ્યાં રહીને તારે માટે વધારે દૂધ ઢોળે છે અને તેથી તને ગાયોનો શાપ લાગશે. એમાં કદી પણ કલ્યાણ નથી. માટે તારે હવેથી એમ કરવું નહિ.

• બીજે દિવસે ઉપમન્યુ ગાયો હાંકી વનમાં ગયો. બપોર ચઢી ગયા. પેટમાં બરાબર કકડીને ભૂખ લાગી. પણ આજે શું કરવું તેનો બહુ ભારે વિચાર થઇ પડયો. વિચારમાં ને વિચારમાં તે આમતેમ રખડવા લાગ્યો. એટલામાં તેણે આકડામાંથી દૂધનાં ટીપાં પડતાં જોયાં. તે જોઈ એણે વિચાર્યું કે શ્રીગુરુની શી કૃપા છે! હવે હું ઇચ્છામાં આવે તેટલું દૂધ આમાંથી ઝીલીને પીશ. આમાં મારે માટે કોઇ અર્ધભૂખ્યું રહેવાનું નથી, કોઈનો શાપ પણ લાગવાનો નથી અને મારું કામ થશે. એમ વિચારી તે શ્રીગુરુની સ્તુતિ કરી તે આકડા પાસે જઈ પાન તોડીને દૂધ કાઢતાં થોડાં ટીપાં ઊડીને આંખમાં પડયાં અને તે તત્કાળ આંધળો થયો મૂકેલી લાકડી વગેરે કંઈ જ હાથમાં આવ્યું નહિ. ગાયે શોધતાં શોધતાં તે એક જૂના હવડ કૂવામાં પડી ગયો. કૂવામ પડયો તોપણ ચિંતા કરવા લાગ્યો કે આજે ગાયો ક્યાં ગઇ હશે? હવે મારી શી દશા થશે? જરૂર ગુરુદેવ મને વઢશે

એટલામાં સૂર્યનો અસ્ત થયો. ગાયો એકલી ઘેર આવી. ઉપમન્યુને ન જોઈ ધૌમ્યગુરુને ચિંતા થવા લાગી કે આજે શિષ્યનું શું થયું હશે? એ હજી દેખાતો કેમ નથી? એમ વિચારમાં ને વિચારમાં જ તેઓ જંગલમાં આવી પહોંચ્યા અને ઊંચા અવાજે ઉપમન્યુને હાંકો પાડવા માંડી

ગુરુનો શબ્દ સાંભળી કૂવામાંથી ઉપમન્યુએ જવાબ આપ્યો. ધૌમ્યગુરુ તે તરફ દોડી ગયા ને તેની એવી દશા કેમ થઈ તે પૂછયું. શિષ્યે બધી હકીકત કહી સંભળાવી એટલે ધૌમ્યગુરુએ તેને અશ્વિનીકુમારોનું ચિંતન કરવાનુ કહ્યું. શિષ્યે તે પ્રમાણે કર્યું એટલે તરતજ આંખની દૃષ્ટિ પાછી આવી તે ઉપર આવી શ્રીગુરુના ચરણુમાં દંડવત્ કરી પ્રસન્નમુખે તેમની સ્તુતિ કરવા લાગ્યો.

ધૌમ્યઋષિ તેની નિષ્ઠાથી પ્રસન્ન થયા અને તેને વરદાન આપ્યુ કે જા, તું આજથી વેદશાસ્ત્રાદિમાં પારંગત થઈશ. હવે ઘેર જા અને લાયક સ્ત્રી સાથે લગ્ન કરી સુખી થા. તારા નસીબનુ પાંદડું આજથી ફરી ગયુ છે. તારી કીર્તિ ચારે કોણુમા ગાજશે. તારા ઘણા પ્રસિદ્ધ શિષ્યો થશે. વળી ઉત્તંક નામનો તારો એક શિષ્ય પાતાળમાં જઈ શેષનાગને જીતી તેને કાનનાં કુંડલ દક્ષિણામાં આપશે તેમજ જનમેજય રાજાને સર્પસત્ર[1] કરાવી અમર નામ કરશે.

એ પ્રમાણે શ્રીગુરુની આશિષ પામી તે ઘેર જઈ સુખી થયો. એમ કહી શ્રીગુરુ કહેવા લાગ્યા કે હે વિપ્ર ! ગુરુમહિમા આવો છે. ગુરુદ્રોહીને માટે તો નરક જ નિર્માણ થએલું છે. માટે પાપનો પશ્ચાત્તાપ કરી તું પાછો તારા ગુરુ પાસે જા અને એમનું શરણ ગ્રહી સુખી થા. એમની દૃષ્ટિ સમાન છે. માટે જરૂર તને સ્થાન મળશે.

શ્રીગુરુનાં એવાં બોધવચન સાંભળી બ્રાહ્મણને પાપનો પશ્ચાત્તાપ થયો અને તેના અંતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેણે વિચાર કર્યો કે આ ગુરુદ્રોહી શરીર રાખીને

૧. યજ્ઞ.

પણ શું કરવું છે ? વળી મારું અને ગુરુનું મન ભિન્ન થએલું છે તે એક પણ કેમ થાય ? માટે આ દેહનો ત્યાગ કરી હું બીજે જન્મે તેમની અનન્ય સેવા કરૂં.

એવો વિચાર કરી તેણે ગુરુપદે નમન કર્યું અને પોતાનો ઇરાદો તેમને કહી સંભળાવી પશ્ચાત્તાપથી શરીરનો ત્યાગ કરવા માટે જવા લાગ્યો. શ્રીગુરુએ પશ્ચાત્તાપથી ભીંજાએલુ એનું અંતઃકરણ તરત જ પિછાન્યું અને તેને પાસે બોલાવી આશ્વાસન આપીને કહ્યું કે હે વિપ્ર ! હવે તને સાચો વૈરાગ્ય ઉપજ્યો છે, પશ્ચાત્તાપથી તારાં તમામ પાપ બળી ગયાં છે; માટે તું તારા ગુરુ પાસે જઈ અપરાધની ક્ષમા માગી તેમની સેવા કરી કૃતાર્થ થા. બ્રાહ્મણે ગુરુની સ્તુતિ કરી અને કહ્યું કે પ્રભો ! ત્રિમૂર્તિનો અવતાર તું આખા જગતનો ગુરુ છે. તારી કૃપા થતાં પાપ ક્યાં રહે ? સૂર્યનો ઉદય થતાં અંધકાર ક્યાં ઊભો રહે ? એમ કહેતાં કહેતાં તેની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં, ગળું રૂંધાઈ ગયું ને તે શ્રીગુરુચરણમાં વારંવાર નમન કરતો દેહભાન ભૂલી ઊભો જ રહ્યો. તેનું મન તદ્દન શુદ્ધ થયુ શ્રીગુરુના ચરણસ્પર્શથી ક્ષણમાત્રમાં તે જ્ઞાની થયો. થોડે વારે દેહભાન પર આવતાં શ્રીગુરુએ તેને કહ્યું કે હવે મારૂ માની તું પોતાના ગુરુ પાસે જા. મારામાં ને તેમનામાં જરા પણ ભેદ માનીશ નહિ. વંદનમાત્રથી જ તારા પર તેમની અમીદૃષ્ટિ થશે. જા, શંકા મા કર.

શ્રીગુરુનાં વચન સાંભળી બ્રાહ્મણ પોતાના ગુરુ પાસે ગયો અને વંદન કરી સેવા કરી શ્રેય પામ્યો.

---

# ૯. નૃસિંહવાટિકા

અનુપમ તીર્થો ભૂ વિષે, થયાં કાળવશ ગુપ્ત;
ભક્તાનુગ્રહકારણે  કરે  પ્રગટ  સુગુપ્ત. અ. ૭૧. ૧૩

એમ ફરતા ફરતા શ્રીગુરુ કૃષ્ણાતટે આવી ભિલ્લવડી ગામ કે જ્યાં ભુવનેશ્વરી માતા પ્રસિદ્ધ છે ત્યાં આવી પહોચ્યા અને ત્યાંથી પશ્ચિમતટે પુણ્યવૃક્ષ આદુંબર તળે. અનુષ્ઠાને કરતા ચોમાસું ગુપ્તપણે પસાર કર્યું. પણ સૂર્ય ઢાકયો કેમ ઢંકાય! એક વિચિત્ર ઘટના બની અને થોડા વખતમાં જ તે પ્રગટ થઈ તેમનો મહિમા આસપાસ ફેલાવા લાગ્યો.

કરવીરક્ષેત્રમાં વેદશાસ્ત્રપારંગત એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તેની વિદ્વત્તા અને સદાચરણથી સમાજમાં તે અતિ પ્રસિદ્ધ હતો. દૈવવશાત્ તેને એક પુત્ર થયો. પણ તે અતિ મૂરખો પાકચો. વખત જતાં તેનો પિતા મરણ પામ્યો એટલે ઉમર થતાં બ્રાહ્મણમંડળે તેને જનોઈ દીધું. પણ વિદ્યાના નામનુ તો તેનામા મીડું જ રહ્યુ ! બીજા વિદ્યાર્થીઓ સાથે તે ભણતો. અતિશય મહેનત પણ કરતો. પણ દૈવવશાત્ જેમ જેમ તે આગળનું ભણતો તેમ તેમ તે પાછળનું ભૂલતો જતો. એ જોઈ બ્રાહ્મણો તેની અનેક પ્રકારે નિંદા કરવા લાગ્યા અને તેને ઠપકો આપી કહેવા લાગ્યા કે ધિક્કાર છે તને! તારા બાપદાદા કેવા વિદ્વાન હતા ! તેમના કુળમાં તું આવો પત્થર જેવો મૂરખ કયાથી પાકચો ?

વિદ્યા અક્ષય ધન કહ્યું, વિદ્યા સુહૃદ્ મહાન્;
વિદ્યાહીન પશુ નકી,  થાવુ  વિદ્યાવાન્ અ. ૭૧. ૩૬

તારા જેવા તો જન્મતાં જ મરણ પામતા હોત તો ઠીક !

આમ બધી બાજુએથી પોતાનો ધિક્કાર થતો સાંભળી તેને અતિશય લાગી આવ્યું અને તેણે પ્રાણઘાત કરવાનો નિશ્ચય કર્યો. ઘરનો ત્યાગ કરી તે ભિલ્લવડી આવી પહોંચ્યો અને કૃષ્ણાના પૂર્વતટે જ્યાં ભુવનેશ્વરી માતા છે ત્યાં આગળ ખાનપાન છોડી દઈ દેહ પાડવાનો નિશ્ચય કરી મંદિરને બારણે અડંગો લગાવીને બેઠો. એમ અખંડ ખાધાપીધા વિના ત્રણ દિવસ ગયા. આર્તસ્વરે તે માતાની સ્તુતિ કરવા લાગ્યોઃ હે મા! હવે તો માર કે તાર પણ તારી કૃપા થયા વિના અહીંથી ખસવાનો નથી. પરંતુ અનુગ્રહની વાત તો બાજુએ રહી, પણ સ્વપ્નમાંય દેવીએ દર્શન ન દીધાં. બ્રાહ્મણ રડીરડીને થાક્યો. છેવટે ક્રોધથી પોતાની જીભ કાપી માતાના પગ પર અર્પણ કરીને કહેવા લાગ્યો કે હે અંબા! હવે પણ જો તું પ્રસન્ન નહિ થાય તો આ માથુંએ કાપીને તારા પગ પર મૂકીશ.

બ્રાહ્મણનું અંતઃકરણ આમ પશ્ચાત્તાપથી ભીંજાએલું જોઈ માતા ભવાનીએ તેને સ્વપ્નમાં દર્શન દીધું અને કહ્યું કે હે વિપ્ર! ઊઠ. મારા પર નકામો ક્રોધ શીદ ઠાલવે છે? સામે પાર ઔદુંબર નીચે જે તપસ્વી યતિ વસે છે તેને શરણ જા. એ સાક્ષાત્ શિવસ્વરૂપ છે. એમાં શંકા કરીશ નહિ. તારૂં કામ ત્યાં થશે.

એમ કહી દેવી ભુવનેશ્વરી ગુપ્ત થયાં અને વિપ્ર જાગી ઊઠ્યો. તે તરત જ ત્યાંથી દોડીને કૃષ્ણા ઉતરી સામે પાર ઔદુંબર પાસે આવી પહોંચ્યો. શ્રીગુરુનાથને ત્યાં બેઠેલા જોઈ ભાવે વંદન કરી તેમની સ્તુતિ કરવા લાગ્યો.

સ્તુતિથી પ્રસન્ન થઈને શ્રીગુરુએ તેના માથા પર હાથ મૂક્યો. તરત જ કાપેલી જીભ ફરી વધી અને વિપ્રના ચિત્તમાં

જ્ઞાનનો પ્રકાશ થયો. સકળ શાસ્ત્રોનુ જ્ઞાન તેને સ્ફૂરી આવ્યુ.

એમ શ્રીગુરુની કૃપાદષ્ટિ થતા બ્રાહ્મણ બધા શાસ્ત્રોમાં પ્રવીણ થઈ ત્રિલોકમાં પૂજ્ય થયો. જોતજોતામા વાત બધે ફેલાઈ અને લોકોનાં ટોળા દર્શન માટે દોડવા લાગ્યા. આમ પ્રસિદ્ધ થતા શ્રીગુરુએ ત્યાથી મુકામ ઉપાડયો અને ફરતા ફરતા જ્યા કૃષ્ણા અને પ ચનદીનો સંગમ થાય છે ત્યા આગળ આવી પહોચ્યા.

પાસે જ પૂર્વમા અમરાપુર ( ઔરવાટ ) નામે ગામ વસેલુ છે. ત્યા અમરેશ્વર નામે મહાદેવનુ કાશીવિશ્વનાથ સમું પવિત્ર સ્થાન છે. અમરેશ્વરની સમીપ ચોસઠ યોગિનીઓનો વાસો છે આજુબાજુ કોટિતીર્થ વગેરે આઠ તીર્થો રહેલાં છે. એમ આ સ્થળ અતિ પવિત્ર અને ભકતોની કામના પૂર્ણ કરનાર છે. એ યથાર્થ જાણીને એ ગુપ્ત ક્ષેત્રનો મહિમા લોકમાં પ્રસિદ્ધ કરવા શ્રીગુરુ બાર વરસ ત્યા રહ્યા. ત્યાં સંગમ ઉપર ઔદુબર નીચે મુકામ કરી ત્યાથી પાસે અમરાપુર ગામમા રોજ ભિક્ષા કરવા જતા.

એ ગામમા એક પરમ ધાર્મિક, સાત્ત્વિક, વૈદિક બ્રાહ્મણ રહેતો હતો તેની સ્ત્રી પતિવ્રતા અને અતિથી અભ્યાગતની ભાવપૂર્ણ સેવા કરનારી હતી. આ બ્રાહ્મણ કુટુ બ ઘણુ ગરીબ હતું તેથી બ્રાહ્મણ ભિક્ષાવૃત્તિ કરીને પોતાના કુટુંબનુ પોષણ કરતો. તેના વાડામા એક સુદર ફેલાએલી વાલોળની વેલ હતી. તેને બારે માસ શી ગો આવતી. કોઈ દિવસ સૂકી ભિક્ષા ન મળે તો આ શી ગો વડે જ સ તોષથી આખુ કુટુંબ પોતાના દિવસ કાઢતું. આટલી ગરીબાઈ હોવા છતા બ્રાહ્મણ નિત્ય પ ચ મહાયજ્ઞ કરતો.

એમ આનંદથી ઈશ્વરભજનમાં તેઓ પોતાનો કાળ કાઢતાં હતાં, ત્યાં એક દિવસ શ્રીગુરુ મધુકરી માટે એમને બારણે આવ્યા. શ્રીગુરુને જોતાં જ બ્રાહ્મણ હરખભેર ઊઠ્યો અને ભાવથી તેમનું પૂજન કર્યું. તે દિવસે ઘરમાં બીજું કંઈ અન્ન ન હતું એટલે એ વાલરીઆનું એકલું શાક જ ભિક્ષામાં આગળ ધર્યું. ભાવના ભૂખ્યા ભગવાન એ શીંગોનું શાક ખાઈ તૃપ્ત થયા અને બોલ્યા કે હે વિપ્ર ! હું તારી ભક્તિથી પ્રસન્ન થયો છું. જરૂર આજથી તારૂં દારિદ્ર દૂર થઈ ગયું. એમ કહી-જતાં જતાં પેલો ફૂલેલો ફાલેલો વાલોળનો વેલો પોતાને હાથે ઉખેડી નાંખી દૂર ફેંકી દીધો અને 'સંગમ પર પોતાના સ્થાન તરફ ચાલવા માંડયું.

શ્રીગુરુનું આવું કામ જોઈ બ્રાહ્મણી અને તેના પુત્રો અતિશય દુઃખ કરી રડવા લાગ્યાં અને કરમ કૂટી કહેવા લાગ્યાં કે સાચે જ ! અમારા પર દેવ રૂઠ્યો છે ! અમે કદી કોઈનું બગાડયું નથી ! યતિને પણ કંઈ ત્રાસ આપ્યો નથી. છતાં સંન્યાસી થઈ એમને આ અમારો કોળીઓ હરવાનું શું સૂઝયું ?

બ્રાહ્મણ સમજુ હતો. એમ કકળાટ કરતાં સ્ત્રીપુત્રોને આશ્વાસન આપતાં તેણે કહ્યું કે હવે ચિંતા ન કરો. કર્યાં કર્મ ભોગવ્યા સિવાય કોઈનો પણ છૂટકો થતો નથી. આપણા કર્મથી જ આપણી આ સ્થિતિ થઈ છે. છતાં અજ્ઞાનથી ક્રોધ કરી એ ઈશ્વરસમા યતિને શામાટે દોષ દો છો ? તું વિચાર તો કર કે એ યતિએ આપણા પર;કેટલી બધી દયા કરી છે ! રાત દિવસ આપણો જીવ આ વેલામાં ભમતો હતો; તેને

ઉખેડીને તેમણે તો આપણી મેલી મમતા દૂર કરી છે ! અને મમતા જ દુઃખનુ મૂળ છે ! ! એટલે સાચે જ ! યતિના કહેવા પ્રમાણે આપણા દુઃખનો હવે અંત જ આવવાનો ! માટે પ્રભુનો પ'ાડ માની શાંતિથી ભજન કરો.

આ પ્રમાણે બોધ કરી સ્ત્રીનું સમાધાન કરી જૂના વેલાનાં મૂળ ખોદી કાઢવા માટે જ્યાં કોદાળીથી ખામણામાં ટચકો મારે છે ત્યાં તો તરત જ વાસણ અથડાયાનો અવાજ થયો અને ધીમે ધીમે ખોદતાં સોનામહોરથી ભરેલો એક ચરૂ તેને મળી આવ્યો.

આનંદથી ચરૂ ઘરમાં લઈ જઈ બ્રાહ્મણે એ સ્ત્રીને દેખાડયો અને કહેવા લાગ્યો કે જોયું ? આ યતીશ્વરની કેટલી બધી કૃપા છે ! શાકનો વેલો ઉખેડી જેણે આપણને સોનામહોરોથી ભરેલો ચરૂ આપ્યો તે માણસ નહિ પણ જરૂર ઈશ્વર જ છે ! ! માટે ચાલો, આપણે તેમના દર્શન કરી આ બધી વાત તેમને કહી પાવન થઈએ.

એમ કહી બ્રાહ્મણ સ્ત્રીકુટુંબ સાથે શ્રીગુરુનાં દર્શન માટે નીકળ્યો. સંગમ પર આવી હર્ષભેર તેમની પૂજા કરી બધી વાત નિવેદન કરી. શ્રીગુરુએ કહ્યું કે આ સુવર્ણલાભની વાત તું કોઈને કરીશ નહિ. નહિતો, તારી પાસે એ ધન નહિ રહે. મારો તને આશીર્વાદ છે. માટે જા અને પુત્રપૌત્ર સાથે ભજન કરી સુખી રહે.

એ પ્રમાણે શ્રીગુરુની આજ્ઞા તથા આશિષ લઈ એ પોતાની સ્ત્રી સાથે ઘેર પાછો ફર્યો અને શ્રીગુરુ સંગમ પર ઔદુંબર તળે આનંદથી રહેવા લાગ્યા.

# ૧૦. નૃસિંહવાટિકા (ચાલુ)

ભક્ત તારવા શ્રીગુરુ, કરવા પાવન તીર્થ;
ગુપ્તરૂપે તરુતળે રહ્યા જાણુ સુકીર્ત. અ. ૭૩. ૩૨

પૂર્વે હિરણ્યકશિપુને મારવા માટે ભગવાને નૃસિંહ અવતાર ધારણ કર્યો ત્યારે પોતાના ઉગ્ર નખથી દૈત્યનું પેટ ફાડી તેનું વિદારણ કર્યું તે વખતે દૈત્યના શરીરમાં રહેલું કાલકૂટસમું ભયંકર ઝેર તેમના નખમાં ચોંટી અસહ્ય પીડા આપવા લાગ્યું. એ પીડા શાંત થવા માટે ઘણા ઉપાય કર્યા છતાં દાહ શમ્યો નહિ એટલે લક્ષ્મીજીએ ઔદુંબરનાં ફળ લાવી આપ્યાં. તેના સ્પર્શથી થોડી વારમાં તે ઝેરની પીડા શાંત થઈ. પ્રભુને આરામ થયો તેથી પ્રસન્ન થઈ તેમણે તેને વરદાન આપ્યું કે હે ઔદુંબર! તું જગતમાં કલ્પવૃક્ષ તરીકે પૂજાઈશ અને જે માણસ ભાવથી તારું આરાધન કરશે તેના મનોરથ પૂર્ણ થશે! તારી સેવાથી વંધ્યા પુત્રવતી થશે, દરિદ્ર શ્રીમંત થશે અને મૂરખને જ્ઞાનપ્રાપ્તિ થશે! બધા દેવનો વાસો તારામાં રહેશે અને હું પણ લક્ષ્મીજી સાથે તારી પાસે જ રહી તારી સેવા કરનારનાં પાપ તાપ શાંત કરીશ.

યત્ફળસેવનથી થયા ઉગ્ર નૃસિંહ શાંત,
ઔદુંબર એ કલિ વિષે કલ્પવૃક્ષ સાક્ષાત્! અ. ૭૩. ૨૮

આમ જેને પોતે પૂર્વાવતારમાં વરદાન આપ્યું હતું તેનો મહિમા લોકોમાં પ્રસિદ્ધ થવા માટે ગુરુવર નૃસિંહ સરસ્વતી પણ અમરાપુરમાં એ પુણ્યવૃક્ષ નીચે જ રહેતા હતા. શ્રીગુરુનું ત્યાં [૧]વાસ્તવ્ય થવાથી એ વૃક્ષનો મહિમા અધિક

૧. વાસો.

વધવા લાગ્યો રોજ મધ્યાન્હે ત્યાં દિવ્ય ઉત્સવ થતો. અમરેશ્વર શિવલિંગમાંથી ચોસઠ યોગિનીઓ નિત્ય પ્રગટ થઈ શ્રીગુરુને પગે લાગી ભાવપૂર્વક પ્રાર્થના કરી પોતાને આશ્રમે લઈ જતી અને ત્યાં એમનું ઉત્સાહથી પૂજન કરી તેમને ભિક્ષા કરાવી અતિશય આનંદ પામતી. શ્રીગુરુ રોજ પ્રેમથી ત્યાંજ ભિક્ષા કરતા અને ત્યાંથી પાછા ફરી ઔદુંબર તળે રહેતા.

લોકને આમાંની કાંઈ જ ખબર ન હતી. તેથી ગામલોક વિસ્મય પામી અંદર અંદર વિચાર કરવા લાગ્યા કે આ ઔદુંબર તળે વસનાર યતિરાજ કદી વસતીમાં જતા નથી કે કયાંએ ભિક્ષા માગતા નથી. એમનું શરીર શી રીતે નભતું હશે ? જંગલમાં એમના ભોજન વગેરેનું કેમ થતું હશે વગેરેની તપાસ કરવાની જરૂર છે. માટે આપણે ગુપ્ત રહીને જોઈએ !

એવો વિચાર કરી તેમણે એક માણસને સંતાઈ રહી તમામ બાતમી મેળવી લાવવા માટે ત્યા મૂક્યો. બરાબર બપોરનો સમય થયો એટલે એકદમ ભયાનક દેખાવ જોઈ તે બીધો. તેનુ ભેજું ચસક્યું અને ત્યાથી દોટ મૂકી તે સીધો ઘેર આવી ઊભો. શ્રીગુરુનો અંત જોવાનો યત્ન કરનારનું કલ્યાણ કેમ થાય ? કહ્યું છે કે

અત જોવા ગુરુનો કરે મનમા પ્રયત્ન જેહ,
નરકગામી નર તે નકી, એમાં શો સંદેહ ? અ. ૭૩. ૪૪

આ વખતે ગંગાનુજ નામે એક ખેડૂત ત્યાં ખેતર સાચવતો હતો. તેણે ગંગામાંથી ચોસઠ યોગિનીઓ નીકળી શ્રીગુરુને પ્રણામ કરી પોતાની સાથે લઈ જતાં જોઈ. શ્રીગુરુ સાથે યોગીનીઓ ચાલવા માંડી એટલે પાણી બને બાજુ થઈ

ગયું અને પાણીમાં રસ્તો થયો. પાણીમાં મારગ જોઈ ગંગાનુજને આશ્ચર્ય થયુ અને તે વિચારવા લાગ્યો કે આ યતીશ્વર માણસ નહિ પણ નક્કી ઈશ્વર જ છે. નહિ તો આમ પાણી મારગ આપે નહિ. વળી આ દેવકન્યાઓ કોણ હશે ? આમ વિચાર કરતામાં તો બધાં અદૃશ્ય થઈ ગયાં. યોગિનીઓની પૂજાભિક્ષા ગ્રહણ કરી શ્રીગુરુ પાછા પોતાને સ્થળે આવી બેઠા એટલે કૃષ્ણાનું નીર પાછું અખંડ વહેવા લાગ્યું. બીજે દિવસે પણ ગંગાનુજે એજ દૃશ્ય જોયું એટલે યોગિનીઓ શ્રીગુરુને નમન, પૂજન, આરતી વગેરે કરી પાણીમાં થઈને લઈ જતી હતી ત્યારે પોતે પણ તેમની પાછળ પાછળ એ મારગે થઈ જવા માંડયું. થોડે દૂર ગંગામાં બધાં ગયાં એટલે તરત જ સ્વર્ગને પણ ઝાંખું પાડે એવું એક ગામ આવ્યું. ગામના બધા લોકો શ્રીગુરુને લેવા માટે સામે આવેલા હતા. બધાં સ્ત્રીપુરુષોએ શ્રીગુરુની આરતી કરી અને વાજતેગાજતે રત્નજડિત દિવ્ય મકાનોની હારોની હારો વચ્ચે થઈને એક સુંદર દિવ્ય સ્થળે તેમને લઈ ગયાં. ત્યાં એક રત્નજડિત સોનાના સિંહાસન પર બેસાડી બધાંએ તેમનું ષોડશોપચારે પૂજન કર્યું અને અનેક જાતનાં મિષ્ટાનોથી ખૂબ જમાડયા.

ગંગાનુજ દૂર રહ્યો રહ્યો આ બધું આલો થઈ જોયા કરતો હતો. ભોજન પૂરું થયા પછી શ્રીગુરુની એના પર નજર પડી એટલે તેમણે તેને પૂછયું કે તું કોણ છે અને અહીં કેમ આવ્યો છે? ગંગાનુજે હાથ જોડી જવાબ આપ્યો કે હે ભગવન્ ! હું એક પામર ખેડૂત છું અને આપના દર્શન માટે આવ્યો છું. એમ કહેતામાં તો તેની આંખમાં પ્રેમાશ્રુ

ભરાઈ આવ્યાં અને રોમાંચિત થઈ તે ફરીફરી પગે લાગવા લાગ્યો અને સ્તુતિ કરવા લાગ્યો કે હે દેવ! તું કેવળ ત્રિમૂર્તિ છે! તારી લીલાનો પાર હુ પામર ક્યાંથી પામું?

શ્રીગુરુએ તેને આશ્વાસન આપી કહ્યું કે જા, તારી તમામ ઇચ્છાઓ સફળ થશે. તારું દારિદ્ર આજથી નાશ પામ્યું માન! જા. તું બધી રીતે સુખી થઈશ અને અંતે તારી સદ્ગતિ થશે. પણ આ જે તેં બધું દૃશ્ય જોયુ છે તે હું અહીં રહું ત્યાંસુધી કોઈની આગળ પ્રગટ કરીશ નહિ. એમ કહી શ્રીગુરુ ઝટ ઔદુંબર આવ્યા અને ખેડૂત પણ પાછળ પાછળ આવી શ્રીગુરુની આજ્ઞા લઈ ઘેર ગયો. ગુરુકૃપાથી ખેતરમા ખોદતાં ખોદતાં એક દિવસ તેને અઢળક ધન મળી આવ્યું. તેની મતિ શુદ્ધ થઈ અને તે પુત્રપૌત્ર સાથે હંમેશા ગુરુસેવામાં હાજર રહેવા લાગ્યો.

એમ કરતા માઘપૂર્ણિમાનો દિવસ આવ્યો. ગંગાનુજ શ્રીગુરુનાં દર્શન કરી વિનંતિ કરી કહેવા લાગ્યો કે હે પ્રભો! મેં બ્રાહ્મણો પાસેથી સાંભળ્યું છે કે પ્રયાગ અને કાશીમાં માઘસ્નાન કરવાથી અત્યંત પુણ્ય મળે છે, પણ હું પામર શુ જાણું કે કાશી કેવી હશે અને પ્રયાગ ક્યાં હશે?

શ્રીગુરુ કહેવા લાગ્યા કે હે ભક્ત! દક્ષિણમા પંચનદીનો કૃષ્ણાનદી સાથેનો સંગમ એ જ પ્રયાગ છે, સુગાલય (ભુગુલ) કાશી છે અને કોલ્હાપુર ગયા છે. દક્ષિણમાં આ ત્રિસ્થળી શાસ્ત્રોમાં અતિ પુણ્ય આપનાર કહી છે. તારી ઇચ્છા હોય તો એ બધાનાં તને દર્શન કરાવું.

એમ કહી શ્રીગુરુ વ્યાઘ્રાંબર પર બેઠા અને ગંગાનુજને કહ્યું કે મારી પાદુકા મજબૂત પકડી રાખ અને આંખો મીંચી દે.

મારે ત્યાં વંશ વધતો નથી તે મને કૃપા કરી કહો. પણ કોઈ એનું સમાધાન કરી શક્યું નહિ.

છેવટે એક પ્રસિદ્ધ વિદ્વાન બ્રાહ્મણે તેને કહ્યું કે જે કોઈ ગર્ભપાત કરે છે તેને બીજા જન્મે સંતાનપ્રાપ્તિ થતી નથી. અશ્વ તથા ગાયોનો વધ કરનાર તથા બીજાની થાપણ ઉચાપત કરનારની પણ વંશવૃદ્ધિ થતી નથી. તેં ગયા જન્મમાં શૌનક ગોત્રના એક બ્રાહ્મણની સો મહોરો લીધી હતી. તે ઘણી રીતે માગવા છતાં પણ તેં એને પાછી આપી નહિ તેથી મરણ સમયે આ દ્રવ્યમાં એની વાસના રહી ગઈ એટલે એ ભૂત થઈને તારાં બાળકોનો નાશ કરે છે. માટે ભૂતયોનિમાંથી એનો ઉદ્ધાર થવા કાંઈક સત્ક્રિયા કર. એ બ્રાહ્મણના વંશમાં કોઈ નહિ હોવાથી મરણક્રિયા વગેરે કંઈ થયું નથી. માટે તું તેની ક્રિયા કરાવ અને તેના ગોત્રનો કોઈ સારો બ્રાહ્મણ શોધી કાઢી સો મહોર પાછી આપ. વળી કૃષ્ણાતટે નિવાસ કરી પંચગંગાના સંગમમાં યથાવિધિ સ્નાન કરી ઔદુંબરની આરાધના કર અને તેને જળસિંચન કરી યથાવિધિ ગુરુપાદુકાનું પૂજન કર, જેથી તારૂં પાપ નષ્ટ થશે અને એ બ્રાહ્મણનો ભૂતયોનિમાંથી ઉદ્ધાર થઈ તારી વંશવૃદ્ધિ થશે.

બ્રાહ્મણનાં એ વચન સાંભળી બ્રાહ્મણ સ્ત્રી કહેવા લાગી કે હું દરિદ્રી હજારો ઉપાયો કરૂં તોપણ સો મહોરો જેટલી રકમ કદી મેળવી શકું તેમ નથી, પણ દઢ ભાવના રાખીને એક માસ સ્નાન, પૂજન, ઉપવાસ વગેરે શરીરથી બને તેટલું બધુંય કરીશ. બ્રાહ્મણે પણ તેને તેમ કરવા અનુજ્ઞા આપી.

બાઈ ગુરુસ્થાનમાં ઔદુંબરે આવી અને બ્રાહ્મણની

આજ્ઞા પ્રમાણે પાપવિનાશી તીર્થમાં સ્નાન ઉપવાસ વગેરે કરી પાદુકાપૂજન કરી નિત્યનિયમથી ઔદુંબરની પરિક્રમા કરવા લાગી.

એમ કરતાં ત્રણ દિવસ થયા એટલે ભૂતે સ્વપ્નમાં પ્રગટ થઈ આપેલા દ્રવ્યની માગણી કરી એને બ્હીવડાવીને કહ્યું કે સીધી રીતે મારૂં ધન આપી દે, નહિ તો હું તને મારી નાંખીશ અને તારા વંશમાં પણ કોઈને જીવવા નહિં દઉં. એમ કહી ક્રોધથી રાતોપીળો થતો તે પિશાચ એને મારી નાંખવા દોડયો. બ્રાહ્મણી એકદમ ગભરાઈ ગઈ અને ધ્રૂજતા શરીરે ઔદુંબર તરફ દોડી. ત્યાં તેણે શ્રીગુરુને જોયા એટલે કાંઈક હિંમત લાવી બંને હાથ જોડી તેમની પાછળ સંતાઈ ગઈ.

સ્ત્રીને અભયદાન આપી શ્રીગુરુ ભૂતને કહેવા લાગ્યા કે કેમ રે ! તું એને કેમ મારે છે ?

ભૂતઃ—હે પ્રભો ! આ બાઈએ મારી સો સોનામહોરો લીધી છે અને તેની ઝંખનામાં પ્રાણ ત્યજવાથી આ યોનિ પ્રાપ્ત થઈ છે. માટે કૃપા કરીને મારૂં ધન પાછું અપાવો.

સ્વામી કૃપાળુ તું યતિ, તુજને સરખા સર્વ;
પક્ષાશ્રય શોભે નહીં, મુજ્જનુ એ શર્ત । અ. ૭૪. ૫૯

પિશાચવચન સાંભળી શ્રીગુરુ (સક્રોધ):—આ બાઈ મારી ભક્ત છે. તેને જરાય પીડા આપીશ તો હું તને શિક્ષા કરીશ. હું તારા હિતની વાત કહું છું તે તું સંભાળ. આ બાઈ જે કંઈ આપે તે તું લે. તેથી પિશાચયોનિમાંથી તારી મુક્તિ થશે અને આ બાઈ પણ સુખી થશે. જો તને આ કબૂલ ના હોય તો અહીંથી એકદમ દૂર થા. નહિ તો તારી માઠી દશા થશે.

રીતે સમજાવવા લાગ્યા પણ તે એકની બે થઈ નહિ.

એટલામાં ઓચિંતો એક બટુકવેષધારી બ્રહ્મચારી ત્યાં આવી પહોચ્યો અને મધુર શબ્દે બ્રાહ્મણીને દેહની ક્ષણભંગુરતા વિષે બોધ કરીને કહેવા લાગ્યો કે

જેનું જે લેણુ ઘટે, ભોગે ત્યાં લગ તેહ,
કોઈ બાળપણે મરે, ત્યજે તરુણ કો દેહ.
કોઈ [1]જરઠ થતાં લગી, વહે ઓજ શરીર;
નાંખી એક બીજું ગ્રહે જેમ ફાટતાં [2]ચીર. અ. ૭૫. ૨૩-૨૪

માટે વૃથા શોક મૂકી આત્મકલ્યાણનો વિચાર કર.

બ્રાહ્મણીએ બધું શાંતિથી સાંભળ્યું અને હાથ જોડી પગે લાગી કહેવા લાગી કે તમે જે કહો છો તે બધું ખરૂં છે. પણ પ્રારબ્ધના લેખ ઉપર મેખ ન વાગે તો ઇશ્વરભજન શા માટે કરવું ? હું નિશ્ચય કરીને સાક્ષાત્ ત્રિમૂર્તિ **નૃસિંહસરસ્વતી**ને શરણે ગઈ અને એમણે આમ વિશ્વાસઘાત કર્યો એમ કહેતાં મારી જીભ લજવાય છે!

બ્રાહ્મણીનો અડગ નિશ્ચય જોઈને બ્રહ્મચારીએ કહ્યું કે જો તને શ્રીગુરુના વચન ઉપર આવો અચળ વિશ્વાસ છે તો તું શબ લઈને ત્યાં જા અને પાદુકા ઉપર શરીર અર્પણ કર.

બટુકના કહેવા પ્રમાણે બ્રાહ્મણી ઊઠી અને છાતીએ શબ બાંધી ઓદુંબર પાસે શ્રીગુરુસ્થાનમાં આવી પાદુકા પર જોરથી માથું પછાડી લોહીથી અભિષેક કર્યો.

એમ કરતાં બીજો દિવસ પસાર થયો પણ બ્રાહ્મણીએ શબ આપ્યું નહિ.

બ્રાહ્મણો અંદર અંદર વાતો કરવા લાગ્યા કે આ ભયંકર

---

૧. ઘરડો. ૨. વસ્ત્ર.

જંગલ છે, માણસનો પણ સંચાર નથી; ત્યાં આપણે કેવી રીતે રાત કાઢીએ ? માટે એને એકલી મૂકીને જ આપણે ચાલ્યા જઈએ એટલે બીકની મારી તરતજ એની મેળે શબ આપશે. છેવટે ગંધાઈ ઊઠશે એટલે એ શું કરવાની છે ?

આમ વિચારી બધા ડાહ્યુઓ ગામમાં પાછા ફર્યા. પતિપત્ની ત્યાં રાત રહ્યા. બે દિવસના અખંડ ઉજાગરા હતા અને શોકથી રઢીરડીને બ્રાહ્મણી થાકીને લોથપોથ થઈ ગઈ હતી એટલે રાત પડતાં ઊંઘી ગઈ.

રાત્રે સ્વપ્નમાં શ્રીગુરુ પ્રગટ થયા અને કહેવા લાગ્યા કે મારા પર આ બધો રોષ શામાટે ઠાલવે છે ! બોલ, આ પુત્રને શું થયું છે ? એનું મોં ઉઘાડ. હું ભસ્મ નાંખીને ફરીથી પ્રાણ ફૂંકી આપું છું. જો !

એમ કહીને શ્રીગુરુ અદશ્ય થયા. બ્રાહ્મણી ઝબકીને જાગી ઊઠી અને વિચાર કરવા લાગી કે હું શ્રીગુરુને દોષ આપું છું એ મારી કેવડી મોટી ભૂલ છે ? જાગતાં જેવા વિચાર કરીએ તેવું જ સ્વપ્નમાં દેખાય છે. ક્યાં પામર હું અને ક્યાં એ દેવસ્વરૂપ શ્રીગુરુ ? મારૂં દૈવ વાંકું ત્યાં દેવ શું કરે ? એમ કહી તેણે શબને દૂર મૂક્યું. ત્યાં તો થોડી વારમાં શરીરમાં ગરમી આવી અને બધે ચેતન વ્યાપ્યું. ઊંઘમાંથી જાગ્રત થયો હોય તેમ બાળક બેઠો થયો અને ઊઠીને કહેવા લાગ્યો કે મા! મને ભૂખ લાગી છે, કંઈક ખાવા આપ. એમ કહી રડતો રડતો માતા તરફ દોડયો. ત્યાં તો ગુરુકૃપાથી બ્રાહ્મણીના સ્તનમાંથી દૂધની ધારા [1]સ્રવવા લાગી. ભૂખ્યા બાળકને પ્રેમથી ધવરાવી કેડે બેસાડી પતિને

---

૧. ઝરવા.

જગાડી તેની સાથે ઔદુંબરે આવી બધાંએ ભક્તિભાવે આદુંબરની પ્રદક્ષિણા કરી અને શ્રીગુરુની કરુણ સ્વરે પ્રાર્થના કરી સંગમજળમાં સ્નાન કરી લોહીવાળી પાદુકા સાફ કરી ઔદુંબરને જળસિંચન કર્યું અને દીપમાળ પ્રગટાવી મંત્રોચ્ચાર સાથે સદ્‌ગુરુનું પૂજન કરી આરતી કરી.

રાત એમ ભજનમા પસાર થઈ. સવાર થયું ને ડાઘુઓ શબને અગ્નિસંસ્કાર કરવા માટે આવી પહોંચ્યા. મરેલા પુત્રને જીવતો જોઈ બધાને આનંદ સાથે આશ્ચર્ય થયું. શ્રીગુરુની અતકર્ય લીલાનું ચિંતન કરી બધાએ ભક્તિભાવથી વંદન કર્યું અને આનંદથી ભોજનસમારંભ કરી બધા ગામમાં પાછા આવ્યા.

આમ શ્રીગુરુની કૃપા થતાં એવી એક પણ વસ્તુ નથી કે જે ભક્તને માટે દુર્લભ હોય. લોકદૃષ્ટિએ અદૃશ્ય થવા છતાં શ્રીગુરુ ઔદુબરે હંમેશાં જાગ્રત જ છે; અને આજે પણ ભક્તિભાવથી તેમનું સેવન કરનારની મનકામનાઓ પૂરી થાય છે અને અસાધ્ય ગણાતા ભયંકર રોગો પણ ભાવપૂર્વક પાદકાનું અર્ચન કરવાથી દૂર થાય છે.

---

## ૧૨. ગાણગાપુરમાં આગમન

સહસ્રરશ્મિ[1] સૂર્ય જે, રહે કેમ એ ગુપ્ત?
કો ઢાંકે કસ્તૂરિના? કેમ રહે ગુરુ ગુપ્ત? અ. ૭૬ ૧૮

નૃસિંહવાટિકા સ્થાન સારી રીતે ચેતતાં દિવસે દિવસે વધતી જતી લોકોપાધિ ટાળવા શ્રીગુરુ ત્યાંથી નીકળી ભીમા અને અમરજા નદીના સંગમે આવી રહેવા લાગ્યા. તે વખતે ત્યાં

૧. કિરણ.

ઘણું ઘાડું જંગલ હતું. થોડો સમય શ્રીગુરુ ગુપ્તવાસ કરી શક્યા પણ કંઈક કંઈક દિવ્ય લીલાઓએ લોકોનાં ટોળાં ખેંચી આણ્યાં અને વખત જતાં શ્રીગુરુની કીર્તિ પહેલાં કરતાંએ વધારે ફેલાવા લાગી.

સંગમથી થોડે દૂર ગાણગાપુર ગામમાં શ્રીગુરુ બપોરે હમેશાં ભિક્ષા માટે આવતા. ગામમાં વૈદિક બ્રાહ્મણોનાં સો ઘર હતાં. તેઓ સરકારી પસાયતાની જમીન ખેડી પોતાનું ગુજરાન ચલાવતા.

બ્રાહ્મણમંડળમા એક તદ્દન ગરીબ, દરિદ્રી પણ પવિત્ર બ્રાહ્મણ હતો. તેની સ્ત્રી પતિવ્રતા હતી. દંપતી પોતાનું ગુજરાન એક વંધ્યા ભેંસ ઉપર ચલાવતાં. ભેંસ ઘણી ઘરડી તેમજ બોખી હતી તેથી બીજી કોઈરીતે ઉપયોગની ન હોવાથી બ્રાહ્મણ લોકોને ખેતરમાં કામ કરવા માટે એને ભાડે આપતો.

આ બ્રાહ્મણને ત્યાં એક દિવસ શ્રીસદ્‌ગુરુ ભિક્ષા માટે આવ્યા. તેમને ત્યાં જતા જોઈ બીજા બ્રાહ્મણો નિંદા કરવા લાગ્યા કે આ યતિને એવું તે શું એ બ્રાહ્મણ ભિખારીને ઘેર મળે છે કે અમારાં પૈસાદાર લોકોનાં જાતજાતની કિંમતી વસ્તુઓ તેમજ ખટરસ પકવાનથી ભરેલાં ઘર છોડી ત્યાં જાય છે? બીજા વળી કેટલાક કહેવા લાગ્યા કે ભાઈ! એ તો સાક્ષાત્ ઈશ્વરસ્વરૂપ છે. એમની તો સમદૃષ્ટિ હોય. એમને તો ભિખારી અને શ્રીમંત બંને સરખા છે. એમ જાતજાતની લોકો મશ્કરીઓ કરવા લાગ્યા.

તે દિવસે ભેંસ ઘેર હતી. વૈશાખ માસના બપોરનો તાપ તપી રહ્યો હતો. બ્રાહ્મણ સૂકી ભિક્ષા માટે બહાર ગયો

હતો. સ્ત્રી ઘરમાં એકલી હતી. શ્રીગુરુ "भवति भिक्षा देहि" કહી બારણામાં આવી ઊભા.

સ્ત્રી બહાર આવી પગે લાગી અને આસન આપી શ્રીગુરુને બેસાડી મધુર વચને કહેવા લાગી કે પતિ ભિક્ષા માટે બહાર ગયા છે તે આવતા જ હશે. આપ બેસો. હંમેશનો એમનો આવવાનો વખત થયો છે. એ અનાજ વગેરે લઈ આવે એટલે આપને ભિક્ષા કરાવું.

શ્રીગુરુ આસન પર બેઠા અને હસતે મુખે કહેવા લાગ્યા કે હે માતા! તારે બારણે ભેંસ બાંધી છે તો ભિક્ષામાં દૂધ જ કેમ નથી આપતી? એમ કેમ કહે છે કે પતિ ધાન્ય લઈ આવશે એટલે ભિક્ષા કરાવીશ?

શ્રીગુરુનાં વચન સાંભળી સતી વિનયથી કહેવા લાગી કે હે પ્રભો! આપ જુઓ છો તે આ ભેંસ તો જન્મથી જ વાંઝણી છે. વળી ઘરડી પણ થઈ ગઈ છે. તેના બધા દાંત પડી ગયા છે. આટલી ઉંમર થઈ પણ એ કદી ઝાબણી થઈ નથી. પાડાની પેઠે અમે એને ઉછેરી છે અને લોકો એને મજરી આપી ખેતરમાં ખાતરપૂંજો વહેવા કામે લઈ જાય છે એ પણ જાણીતી વાત છે. પણ આજે તો એમેય કોઈ એને નથી લઈ ગયું. એટલે ઘરમાં ભિક્ષા માટે આપવા કંઈજ નથી.

શ્રીગુરુઃ—તું આમ સાવ જૂઠું બોલે છે! ભેંસ દોહીને મને દૂધ આપી ભિક્ષા કરાવ!! મને ઉતાવળ છે.

બ્રાહ્મણીને શ્રીગુરુનાં વચન પર દૃઢ વિશ્વાસ બેઠો. એને લાગ્યું કે સાક્ષાત્ પ્રભુ છે એ! એમના વચનથી શું ન થાય? એમ વિચારી તે ઘરમાં ગઈ અને લાકડાની દોણી હાથમાં લઈ પૂર્ણ શ્રદ્ધાથી ભેંસના આંચળ પકડી દોહવા લાગી.

જોતજોતામા તો બરાબર બે ઘડા દૂધના ભરાયા હરખઘેલી થઈ દૂધને ગરમ કરી બીજા પાત્રમા રેડી એણે દૂધ શ્રીગુરુના મો આગળ લાવી મૂક્યુ.

શ્રીગુરુએ સતોષથી થોડુ દૂધ પીધુ અને પ્રસન્ન થઈ બોલ્યા કે હે સતી ! હુ તારા ભક્તિભાવથી સતુષ્ટ થયો છુ અને તને વરદાન આપુ છું કે તારે ત્યા લક્ષ્મી અખંડ વાસો કરશે અને પુત્રપૌત્રથી તારૂ કુળ ભરેલુ રહેશે

એમ વરદાન આપી શ્રીગુરુ ત્યાથી સગમસ્થાને આવ્યા બ્રાહ્મણ ઘેર આવતા સ્ત્રીએ બધી હકીકત એને કહી સભળાવી એટલે તે આશ્ચર્યથી કહેવા લાગ્યો કે જરૂર એ ઈશ્વરનો અવતાર જ છે

મૂળ દષ્ટિએ નર સમો દેખાએ પણ જાણ,
પરમ પુરુષ એ નિશ્ચયે થયો અવતીર્ણ માન ' ' અ ૯૬ ૬૪

માટે જલદી ચાલ, આપણે સગમે જઈએ એમના દર્શનથી પાવન થઈએ

એમ કહી ત્યાંથી બને જણ સગમે આવ્યા અને શ્રીગુરુને પગે લાગી પૂજન આરતી વગેરે કરી ખૂબ ભાવથી સ્તુતિ કરી આનદ પામ્યા

એમનો વિશુદ્ધ ભાવ જોઈ શ્રીગુરુ અત્યત પ્રસન્ન થયા અને તેમને પ્રેમથી આશિષ આપી વરદાન આપ્યુ

શ્રીગુરુનો આશીર્વાદ મેળવી પતિપત્ની ઘેર આવ્યા અને શ્રીગુરુનુ ભજનચિતન કરી વરદાન પ્રમાણે સુખી થયા.

બીજે દિવસે લોકો ભેસને ભાડે લેવા આવ્યા ત્યારે બ્રાહ્મણે કહ્યુ કે મારી ભેસ તો દૂધ આપવા લાગી છે માટે હવેથી વૈતરા માટે નહિ આપુ. તમારી ખાત્રી ન થતી

હોય તો જુઓ પેલા પડચા દૂધથી ભરેલા બે ઘડા!

દૂધ ભરેલા ઘડા જોઈ લોકોને આશ્ચર્ય થયું કે અરે! આમ કેમ? ભેંસ તો કદી વિયાઈ પણ નથી. આખી જીંદગીમાં ગાભણી પણ થઈ નથી અને આ દૂધ કયાંથી? એમ અંદર અંદર વાતો કરવા લાગ્યા.

જોતજોતામાં આ વાત રાજદરબારમાં પહોંચી ગઈ. રાજા પણ આશ્ચર્ય પામી એ કૌતુક નજરે જોવા માટે ત્યાં આવ્યો અને હાથ જોડી નમન કરી બ્રાહ્મણને બધી વાત યથાસ્થિત કહેવા માટે ઇચ્છા બતાવી.

રાજાની ઇંતેજારી જાણી બ્રાહ્મણે કહ્યું કે સંગમ પર કેટલાક વખતથી એક યતીશ્વર રહે છે તેમની આ બધી કરણી છે. ગઈ કાલે એ મારે ત્યાં ભિક્ષા માટે આવેલા. હું સૂકી ભિક્ષા માગવા બહાર ગયો હતો. ઘરના આંગણામાં ભેંસ બાંધેલી જોઈ તેમણે મારી પત્નીને કહ્યું કે મને દૂધની ભિક્ષા આપ. મારી પત્નીએ કહ્યું કે હે પ્રભો! આ ભેંસ તો તદ્દન વાંઝણી છે; તદ્દન ઘરડી થઈ ગઈ છે અને કદી વિયાઈ પણ નથી. યતિવરે તેને કહ્યું કે તું સાવ જૂઠું બોલે છે. તું દોહવા બેસ તો હું જોઉં કે તે કેવી વાંઝણી છે. વચન પર વિશ્વાસ રાખી મારી સ્ત્રી શેડ કાઢવા બેઠી કે તરતજ બે ઘડા દૂધથી ભરાયા.

બ્રાહ્મણનાં વચન સાંભળી રાજા સ્ત્રીપુત્ર સાથે ચતુરંગ સૈન્ય લઈ શ્રીગુરુનાં દર્શન કરવા સંગમે આવ્યો અને બે હાથ જોડી ભક્તિપૂર્વક સ્તુતિ કરી વિનંતિ કરવા લાગ્યો કે હે પ્રભો! આપ ગામમાં પધારો. હું ત્યાં આપના નિવાસ વગેરેની તમામ વ્યવસ્થા કરીશ. મને સેવાનો લાભ મળશે

અને લોકનું કલ્યાણ થશે. માટે મારી આટલી વિનંતિ માન્ય કરો. એમ કહીને તેણે દંડવત પ્રણામ કર્યા.

શ્રીગુરુએ મનમાં વિચાર કર્યો કે આ પરેચ્છાપ્રારબ્ધ આવી પહોંચ્યું, માટે તે ભોગવીને ક્ષીણ કરવું જોઈએ. એમ વિચાર કરી તેમણે નૃપની વિનંતિ માન્ય કરી.

રાજાએ શ્રીને લઈ જવા માટે તમામ તૈયારી કરી. શ્રીગુરુને સુખાસનમા બેસાડયા. નિશાનડંકા સાથે સૈન્ય આગળ ચાલવા માંડયું. સ્ત્રીઓ મધુર કંઠે આનંદથી મંગળ ગીતો ગાવા લાગી. પાલખી પર રત્નજડિત છત્ર ઝગઝગી રહ્યુ હતું. રાજા સ્વહસ્તે ચામર ઢોળતો હતો. રાણીઓ તથા રાજકુંવરો પાલખી સાથે પગપાળા ચાલતા હતા પાલખીના આગળના ભાગમા વિદ્વાન બ્રાહ્મણો વેદઘોષ કરી ગગનમંડળ સાત્ત્વિકતાથી ગજાવી મૂકતા હતા. છડીદારો ઉચ્ચ સ્વરે છડી પૂકારી રહ્યા હતા. બંદીજનો ત્રિમૂર્તિ સ્વરૂપ શ્રીસદ્ગુરુની બિરદાવલિ લલકારતા હતા.

આ પ્રમાણે વાજતેગાજતે શ્રીગુરુની સ્વારી નગરમા આવી પહોચી. ગામલોકો ઠેકઠેકાણે પૂજાઆરતી કરી યશોગાન કરતા સાથે ચાલવા લાગ્યા. ગામના પશ્ચિમ ભાગમાં એક અશ્વત્થ હતો. તેના ઉપર એક ભયાનક બ્રહ્મરાક્ષસનો વાસો હતો. તેની બીકથી આજુબાજુનાં ઘરો ઉજ્જડ પડયાં હતાં. શ્રીગુરુની સ્વારી એ અશ્વત્થ નીચે આવતાં જ તેમના સાત્ત્વિક પ્રભાવથી રાક્ષસ નીચે ઊતર્યો અને શ્રીગુરુના પગમાં દંડવત્ કરી પ્રાર્થના કરી હાથ જોડી કહેવા લાગ્યો કે હે પ્રભો ! હું અધમ છું, પાપી છુ, મારો ઉદ્ધાર કરો; મેં કેટલાંયે માણસોનો અને પ્રાણીઓનો

સંહાર કર્યો છે. પણ આપના દર્શનમાત્રથી મારી મતિ ફરી ગઈ છે અને મને વિશ્વાસ બેઠો છે કે આપની કૃપા થતાં મારો ઉદ્ધાર જરૂર થશે. બ્રહ્મરાક્ષસની નમ્ર પ્રાર્થના સાંભળી શ્રીગુરુએ પ્રસન્ન થઈને તેના માથે હાથ મૂકયો. તરતજ બ્રહ્મરાક્ષસ માણસના રૂપમાં ફેરવાયો! મનુષ્યરૂપે તેણે શ્રીગુરુને નમસ્કાર કર્યા. શ્રીગુરુની આજ્ઞાથી સંગમસ્થાનમાં જઈ આજ્ઞાનુસાર ત્યાં શ્રદ્ધાપૂર્વક સ્નાન કરીને મુક્ત થયો.

લોકો આ બનાવ જોઈ આશ્ચર્ય પામ્યા અને કહેવા લાગ્યા કે નક્કી આ ઈશ્વરાવતાર જ છે. સામાન્ય માણસનો આવો પ્રભાવ ન હોય.

શ્રીગુરુની આજ્ઞાથી રાજાએ તે સ્થળે મઠ તૈયાર કરાવ્યો અને શ્રીગુરુ ત્યાં રહેવા લાગ્યા. રાજા ભાવપૂર્વક નિત્ય સવારસાંજ સ્ત્રીપુત્રો સહ આવી નમન કરી પગે લાગી મંગળ દ્રવ્યોથી પૂજન કરતો અને શ્રીગુરુ હંમેશાં અનુષ્ઠાન માટે સંગમ પર જાય ત્યારે સેના સાથે, સાથે જતો અને મધ્યાન્હે મઠમાં પાછા આવે ત્યારે સામો જઈ વંદન કરતો. કોકકોક વાર શ્રીગુરુને પાલખીમાં બેસાડી સેના સાથે વાજતેગાજતે અરણ્યમાં લઈ જઈ આનંદ પામતો. શ્રીગુરુ પણ તેના ભાવ પ્રમાણે હંમેશાં તેની સેવા સ્વીકારી તેને સંતુષ્ટ કરતા.

આમ થોડા વખતમાં શ્રીગુરુનો મહિમા અતિશય ફેલાવા લાગ્યો. અલૌકિક લીલાઓ સાંભળીને દૂરદૂરથી લોકો આવીને ભાવથી વંદન કરવા લાગ્યા. ઉત્સવ કીર્તન થવા લાગ્યાં. બ્રાહ્મણભોજનો ઉપરાછાપરી થયા જ કરતાં, અને લોકોની ભીડ પાર વિનાની મચવા લાગી. જેમજેમ

પ્રસિદ્ધિ વધવા લાગી તેમતેમ કેટલાક તેજોદ્વેષીઓનો દ્વેષ અને ઉપદ્રવ પણ થવા લાગ્યો.* પણ તેથી શ્રીગુરુની કીર્તિ ઊલટી વધારે ઝળકી ઊઠી. તેમનુ ભક્તમંડળ દિવસે દિવસે વધતું જ ચાલ્યુ.



## ૧૩. ત્રિવિક્રમભારતી

ચર્મચક્ષુ આ શું લહે, તારૂ અદ્‌ભુત રૂપ ?
કર કરુણા કરુણાનિધે ! શોષ ભ્રાંતિનો કૂપ અ ૭૮ ૨૫

ગાણગાપુરથી થોડે દૂર કુમસી નામે એક ગામમા ત્રિવિક્રમભારતી નામે ત્રણ વેદને જાણનાર એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. તે નરસિંહ ભગવાનનો ભક્ત હોઈ હમેશા માનસપૂજન કરતો.

શ્રીગુરુની નામના સાભળી ત્રિવિક્રમ નિદા કરવા લાગ્યો કે સન્યાસી આશ્રમમાં વળી આવી નિંદ્ય ચર્યા શી ? પાલખી, વાજા, સેના આ બધો ઠાઠ શો ? જરૂર આ નરસિહસરસ્વતી નામ ધારણ કરનાર કેવળ વેષધારી અને દાંભિક છે.

શ્રીસદ્‌ગુરુ મનોબળે આ બધી વાત જાણતા હતા તેમણે એક દિવસ રાજાને કહ્યુ કે આજે મારે કુમસી ગામમા જવુ છે. ત્યા ત્રિવિક્રમ નામે એક મારી નિંદા કરનાર બ્રાહ્મણ રહે છે તે કેવો છે તે જોવાની ઇચ્છા છે

રાજાએ શ્રીગુરુની આજ્ઞા પ્રમાણે તેમને ત્યાં લઈ જવા માટે ચતુરંગ સૈન્ય તૈયાર કરાવ્યું અને શ્રીને પાલખીમાં બેસાડી વાજતેગાજતે કુમસી તરફ પ્રયાણ કર્યું આજ સમયે ત્રિવિક્રમ નિત્યનિયમ પ્રમાણે નૃસિંહનુ માનસપૂજન

કરતો હતો, પણ આજે ખૂબ પ્રયત્ન કરવા છતાંય નૃસિંહ ભગવાનની મૂર્તિ ધ્યાનમાં ન આવી. છેવટે ત્રિવિક્રમ થાકયો અને દીલગીર થઈ સ્તુતિ કરવા લાગ્યો કે હે પ્રભો! આજે આ બાળક તરફ કેમ જોતા નથી? મેં લાંબો કાળ તારૂં સેવન કર્યું તે શું નકામું જ? તારા વગર હું બીજે ક્યાં જાઉં? એમ સ્તુતિ કરી ફરીફરીથી ચિત્ત સ્થિર કરવા પ્રયત્ન કરવા લાગ્યો. ત્યાં ધ્યાનમાં તેણે શ્રીસદ્‌ગુરુને સંગમ સ્થાનેથી ચતુરંગ સૈન્ય સાથે પોતાને ત્યાં આવતા જોયા. સેનામાં જે તે યતિસ્વરૂપ દેખાતું હતું. એ જોઈ એને વિચાર થયો કે આ તે દિવસ છે કે રાત! સાચું છે કે સ્વપ્ન!! બધે સંન્યાસી જ સંન્યાસી!!!

ત્રિવિક્રમ એ બધું જોઈ દિઙ્મૂઢ થયો અને પૂજન બંધ કરી બેબાકળો થઈ ઊઠયો અને શ્રીગુરુ તરફ દોડયો. ત્યાં આવી જુએ છે તોપણ મનુષ્ય પ્રાણી બધાં દંડધારી સંન્યાસીરૂપમાં જોયાં. કોણ મોટું અને કોણ નાનું? કોને પગે લાગવું અને શું કરવું તેની કંઈ સૂઝ પડી નહિ. તેથી શ્રીસદ્‌ગુરુની માફી માગી પગે પડી સ્તુતિ કરવા લાગ્યો કે હે સદ્‌ગુરો! તું જ એક પ્રભુ છે. આજસુધી નૃસિંહ ભગવાનની પૂજા કરી તેના ફળરૂપે આજે આ અપૂર્વ દર્શનનો લાભ થયો. મારા જેવા પતિતોનો ઉદ્ધાર કરવા માટે જ આપનો આ અવતાર છે. માટે આ લીલા આટલેથી જ સમેટી લઈ આપનું પૂર્વ માનવસ્વરૂપ પ્રગટ કરો અને મને દર્શન આપી કૃતાર્થ કરો. એમ સ્તુતિ કરી ફરીફરી પગે લાગવા લાગ્યા.

ત્રિવિક્રમભારતીની સ્તુતિ સાંભળી શ્રીગુરુ સંતુષ્ટ થયા.

તેમને એની દયા આવી અને પોતાના મૂળસ્વરૂપે સેનાની વચ્ચે પ્રગટ થયા. ત્રિવિક્રમ તો એ મનોહર રૂપ જોઈ આશ્ચર્યથી આભો જ બની ગયો. તેને શું બોલવું અને શું કરવું તેની સૂઝ ન પડવાથી હાથ જોડી કેવળ ઊભો જ રહ્યો. એટલે શ્રીગુરુએ જ હાસ્ય કરી એને પૂછયું કે કેમ રે! જેને દાંભિક કહી તું નિત્ય નિંદે છે તે જ હું સામે ઊભો છું અને તને પૂછવા આવ્યો છું કે તું નૃસિંહપૂજક તરીકે પ્રખ્યાત છે તો બોલ મારામાં શો દંભ રહે છે? તારા અંતરમાં પ્રભુનો વાસો છે તે તને સાચું જ બોલાવશે.

શ્રીગુરુનાં ગર્ભિત વચન સાંભળીને ત્રિવિક્રમ ગળગળો થઈ ગયો અને પગે પડી ભૂલની માફી માગી સ્તુતિ કરવા લાગ્યો કે

હો જગદીશ્વર, શું કહું? પામર હું અજ્ઞાન,
ડૂબું અવિદ્યાપંકમાં, યાચું માફીદાન' અ ૭૮.૪૧

પ્રભો! જ્યાં ઇંદ્ર બ્રહ્માદિ દેવો પણ આપનો પાર નથી પામી શકતા તો હું પામર તો આપની માયા કેમ જ સમજી શકું? આપનો મહિમા અનંત મુખથી શેષ પણ વર્ણવી શકે તેમ નથી તો હું અલ્પમતિ માનવ કેમ વર્ણવું? એમ કહી ગળગળો થઈ ફરીફરી પગ આગળ આળોટવા લાગ્યો.

એના હૃદયપલટાથી શ્રીગુરુ સંતુષ્ટ થયા અને એને આશ્વાસન આપી કહેવા લાગ્યા કે હે ત્રિવિક્રમ! હું તારી ભક્તિથી પ્રસન્ન થયો છું. તારી સદ્ગતિ થશે અને તું પરમાત્માની સાથે એકતા પામી જીવન્મુક્ત થઈશ. એમ કહી ત્રિવિક્રમને કુમસી ગામમાં મૂકી શ્રીગુરુ સૈન્ય સહ ગાણગાપુર ગયા.

---

## ૧૪. વિપ્રગર્વહરણ

પનિનમુખે વેદો સહુ બોલાવીને તેમ,
ગર્વ ઉતારી વિપ્રનો તાર્યો યતિવર એમ. અ. ૮૪. ૮

[1]બેડરના રાજ્યમાં એક બ્રહ્મદ્વેષી મહા ઘાતકી અને વેદનિંદક બાદશાહ હતો. તેના અનેક દુર્ગુણોમાં એક કુટેવ એવી હતી કે તે બ્રાહ્મણોને પોતાની સભામાં બોલાવતો અને વિદ્વાન બ્રાહ્મણોને પુષ્કળ દ્રવ્યાદિક આપી વેદ સાંભળતો અને તે બ્રાહ્મણો જે અર્થ કરે તેમાં અનેક કુશંકાઓ કરી વેદની નિંદા કરતો. દ્રવ્યલોભી બ્રાહ્મણો તે સાંભળીને ચૂપકી પકડતા, પણ સારા બ્રાહ્મણો તો પોતે જ કહેતા કે અમે અલ્પબુદ્ધિ લોકો વેદને શું જાણી શકીએ? વેદના અર્થ કરવા તે અમારૂં કામ નહિ.

આ પ્રમાણે કલિયુગના પ્રભાવથી શ્રેષ્ઠ બ્રાહ્મણો પણ ધનલાલચુ બની યવન રાજદરબારમાં દોડવા મંડ્યા. એમ કેટલોક કાળ જતાં બે મદોન્મત્ત બ્રાહ્મણો યવન દરબારમાં આવી બાદશાહને કહેવા લાગ્યા કે અમે ત્રણે વેદ સંપૂર્ણ જાણીએ છીએ તેમજ શાસ્ત્રપુરાણાદિકમાં પણ અમારા જેવી બુદ્ધિ હાલ કોઈની ચાલતી નથી. અમે ઘણાં રાજ્યોમાં ફરીફરીને આવ્યા છીએ પણ અમારી સાથે વાદમાં કોઈ ટકી શકતું નથી. આ વિષે આપને ખાત્રી કરવી હોય તો જુઓ આ જયપત્રોના થોકડા! આપના રાજ્યમાં કોઈ વાદ કરી શકે એવો બ્રાહ્મણ હોય તો તેને બોલાવો. અમે આપની રૂબરૂ જ તેની સાથે વેદ ઉપર વાદવિવાદ કરીએ.

---

૧. આજનું બિજાપુર.

બાદશાહ બ્રાહ્મણોના આ વચન સાભળી અભિમાનથી ફૂલાયો. નગરના વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી તેણે કહ્યુ કે જે આમની સાથે વાદવિવાદ કરી જીત મેળવશે તેને હુ બહુ માન સહિત દ્રવ્યાદિક આપીશ.

સાત્વિક બ્રાહ્મણો કહેવા લાગ્યા કે જહાપનાહ! અમારામાં એમની સાથે વિવાદ કરવાની શક્તિ નથી. તે એટલા બધા વિદ્વાન છે કે તેમની પાસે જીત થવી તદ્દન અસભવિત છે. માટે તેમનુ જ યોગ્ય લાગે તે સન્માન કરો

બાદશાહે બ્રાહ્મણોના ગર્ભિત વચન સાચા માની તે બને અભિમાનીઓને માન આપી વાજતેગાજતે હાથી પર વરઘોડો કાઢી નગરમા ફેરવ્યા અને સાદ પડાવ્યો કે જેવી રીતે હુ મુસલમાનોમાં રાજા છુ તેવી રીતે આ બને વિપ્રો બ્રાહ્મણોમા રાજા છે. માટે દરેકે તેમની સાથે અદબભેર વર્તવુ.

રાજમાન પામીને આ અહકારીઓ ઘણાજ માત્યા અને રાજ્યમા ચારે ખૂણે ફરી બાદશાહને વેદ સભળાવવા લાગ્યા. એક દિવસ તેમણે બાદશાહને કહ્યુ કે હે નાથ! અમારી કીર્તિ ચારે ખૂણામા ગાજી રહી છે. અમારી સાથે વાદવિવાદ કરી શકે એવો એક પણ માણસ અમને હજી મળતો નથી તેથી અમને એમ લાગે છે કે અમે આ બધુ ભણવા માટે નકામી મહેનત કરી માટે આપ જો રજા આપો તો અમે બીજા રાજ્યોમા પણ ફરીએ અને કોઈ વાદ કરનાર મળી આવે તો તેની સાથે વાદ કરી તેને હરાવીએ અને અમર નામના મેળવીએ, અને વાદ ન કરે તો વિજયપત્ર લઈ આપની કીર્તિ વધારીએ બાદશાહે પણ "જૈસેકુ મિલા તૈસા" એ ન્યાયે રજા આપી.

એમ બાદશાહની રજા મેળવી એ તામસી બ્રાહ્મણો મદોન્મત્ત થઈ એક ગામથી બીજે ગામ વાદવિવાદ માટે રખડવા લાગ્યા. કોઈ તેમની સાથે વાદ કરવા ઊભું થતું નહિ તેથી મદોન્મત્ત થઈ ઠેકઠેકાણેથી વિજયપત્રો લેતા, અનેક સારા સારા બ્રાહ્મણોનું અપમાન કરતા તેઓ માતેલા હાથીની માફક આખા દેશમાં ઘૂમવા લાગ્યા.

આમ ફરતા ફરતા તેઓ દક્ષિણ દેશમાં આવ્યા. ત્યાં તેમણે સાભળ્યુ કે કુમસી ગામમાં ત્રિવિક્રમ નામે એક સંન્યાસી વેદશાસ્ત્રાદિકમાં પારંગત તરીકે લોકમા અતિ પ્રસિદ્ધ છે. આ અધમ બ્રાહ્મણોથી સાત્ત્વિક ત્રિવિક્રમની કીર્તિ સહન થઈ શકી નહિ. તેઓ કુમસી આવી ગર્વ અને ઉદ્ધતાઈથી પૂછવા લાગ્યા કે હે જોગટા! તારો અભ્યાસ શો છે તે બતાવ. તને શું શું આવડે છે? જો લોક કહે છે તેમ તું ત્રણે વેદ જાણતો હોય તો અમારી સાથે વાદવિવાદ કર અને તેમ કરવાની શક્તિ ન હોય તો સીધેસીધું જયપત્ર આપી દે.

તેમનો અપાર અવિનય અને ઉદ્ધતાઈ જોઈ ત્રિવિક્રમે શાંતિથી જવાબ આપ્યો કે ભલા! હું તો વેદનો એક અક્ષર પણ જાણતો નથી. તમને કોઈએ કહ્યુ હોય તો એ જાણે. મારામાં જો વેદનું જ્ઞાન હોય તો હું જંગલમાં શામાટે પડી રહું? રાજદરબારમાં રહી તમારી માફક સારાસારા ભોગ ન ભોગવું? હું તો એક હીન દીન સંન્યાસી છું. ખરા વિદ્વાન તો આપ છો. અને તેથી તો રાજદરબારમાં પણ આપને માન મળે છે. હું એક સામાન્ય ભીખ માગી ખાનાર સાધુ! મારી સાથે વાદ શો? જયપરાજયથીએ શું?

નકામો દુરાગ્રહ શો ? નાહક વખત નકામો ગુમાવી વિનાશ શામાટે નોતરો છો ? એક સંન્યાસીનું જયપત્ર તમને મળ્યું તોય શું ને ન મળ્યું તોય શું ?

જય પરાજય બેઉએ અમને એક સમાન;
યતિ નાપમી વન મહીં રહીએ આ નિર્માન. અ. ૭૬. ૮૮

એક સંન્યાસીને તમે કદાચ જીતો તોપણ તેથી તમારો શો મોટો દિગ્વિજય થવાનો છે ?

શ્રીગુરુના વચન સાંભળી તે બ્રાહ્મણો ઊલટા વધારે ફૂલાયા. તેમને લાગ્યું કે આ બધી શકિત ન હોવાની વાતો છે. તેથી તેઓ વધારે ઉદ્ધતાઈથી બોલવા લાગ્યા કે અમે ઘણા સમયથી વાદ કરતા પૃથ્વી પર ફરીએ છીએ; હજી સુધી અમારી સામે કોઈ ટકી શક્યું નથી. માટે આડીઅવળી વાત છોડી દઈ તમારા શિષ્યમાં તો શું પણ તમારા બંનેમાંય કાંઈ દૈવત હોય તો અમારી સાથે વાદ કરો. નહિ તો સીધેસીધું જયપત્ર આપી દો. અમે ચારે વેદમાં પારંગત છીએ. તમારા બંનેનું ભણતર હોય તે બતાવો.

બ્રાહ્મણોનાં ગર્વપૂર્ણ વચન સાંભળી શ્રીગુરુ તેમને ઘણી ઘણી રીતે બોધ આપવા લાગ્યા. તેમને કહ્યું:—

ગર્વે બલિનું શુ થયું ? બાણાસુરનું તેમ ?
પડ્યો [1]દશાનન ગર્વથી; ના જાણો શું એમ ? અ. ૭૨. ૯૭

આ તમારૂં અભિમાન ક્યાંસુધી રહેવાનું છે ? વેદ અનંત છે, એનો પાર આજ સુધી કોઈ પામ્યું નથી, પામવાનું નથી. અને અમે ચારે વેદ જાણીએ છીએ કહી આ નાહક ગર્વ શામાટે કરી રહ્યા છો ? પૂર્વેના ત્રણ યુગમાં

---
૧ રાવણ

નકામો દુરાગ્રહ શો? નાહક વખત નકામો ગુમાવી વિનાશ શામાટે નોતરો છો? એક સંન્યાસીનું જયપત્ર તમને મળ્યું તોય શું ને ન મળ્યું તોય શું?

જય પરાજય બેઉએ અમને એક સમાન;
યતિ તાપસી વન મહીં રહીએ આ નિર્માન. અ. ૭૯. ૮૮

એક સંન્યાસીને તમે કદાચ જીતો તોપણ તેથી તમારો શો મોટો દિગ્વિજય થવાનો છે?

શ્રીગુરુના વચન સાંભળી તે બ્રાહ્મણો ઊલટા વધારે ફૂલાયા. તેમને લાગ્યું કે આ બધી શકિત ન હોવાની વાતો છે. તેથી તેઓ વધારે ઉદ્ધતાઈથી બોલવા લાગ્યા કે અમે ઘણા સમયથી વાદ કરતા પૃથ્વી પર ફરીએ છીએ; હજી સુધી અમારી સામે કોઈ ટકી શક્યું નથી. માટે આડીઅવળી વાત છોડી દઈ તમારા શિષ્યમાં તો શું પણ તમારા બંનેમાંય કાંઈ દૈવત હોય તો અમારી સાથે વાદ કરો. નહિ તો સીધેસીધું જયપત્ર આપી દો. અમે ચારે વેદમાં પારંગત છીએ. તમારા બંનેનું ભણતર હોય તે બતાવો.

બ્રાહ્મણોનાં ગર્વપૂર્ણ વચન સાંભળી શ્રીગુરુ તેમને ઘણી ઘણી રીતે બોધ આપવા લાગ્યા. તેમને કહ્યું:—

ગર્વે બલિનું શું થયું? બાણાસુરનું તેમ?
પછી [1]દશાનન ગર્વથી; ના જાણો શું એમ? અ. ૭૯. ૯૭

આ તમારું અભિમાન ક્યાંસુધી રહેવાનું છે? વેદ અનંત છે, એનો પાર આજ સુધી કોઈ પામ્યું નથી, પામવાનું નથી. અને અમે ચારે વેદ જાણીએ છીએ કહી આ નાહક ગર્વ શામાટે કરી રહ્યા છો? પૂર્વના ત્રણ યુગમાં

૧. રાવણ.

નકામો દુરાગ્રહ શો? નાહક વખત નકામો ગુમાવી વિનાશ શામાટે નોતરો છો? એક સંન્યાસીનું જયપત્ર તમને મળ્યુ તોય શું ને ન મળ્યું તોય શું?

જય પરાજય બેઉએ અમને એક સમાન;
યતિ તાપસી વન મહીં રહીએ આ નિર્માન. અ. ૭૬. ૮૮

એક સંન્યાસીને તમે કદાચ જીતો તોપણ તેથી તમારો શો મોટો દિગ્વિજય થવાનો છે?

શ્રીગુરુના વચન સાંભળી તે બ્રાહ્મણો ઊલટા વધારે ફૂલાયા. તેમને લાગ્યુ કે આ બધી શકિત ન હોવાની વાતો છે. તેથી તેઓ વધારે ઉદ્ધતાઈથી બોલવા લાગ્યા કે અમે ઘણા સમયથી વાદ કરતા પૃથ્વી પર ફરીએ છીએ; હજી સુધી અમારી સામે કોઈ ટકી શકયું નથી. માટે આડીઅવળી વાત છોડી દઈ તમારા શિષ્યમાં તો શું પણ તમારા બંનેમાંય કાંઈ દૈવત હોય તો અમારી સાથે વાદ કરો નહિ તો સીધેસીધું જયપત્ર આપી દો. અમે ચારે વેદમાં પારંગત છીએ. તમારા બંનેનું ભણતર હોય તે બતાવો.

બ્રાહ્મણોનાં ગર્વપૂર્ણ વચન સાંભળી શ્રીગુરુ તેમને ઘણી ઘણી રીતે બોધ આપવા લાગ્યા. તેમને કહ્યું:—

ગર્વે બલિનું શુ થયું? બાણાસુરનું તેમ?
પડ્યો [1]દશાનન ગર્વથી; ના જાણો શું એમ? અ. ૭૬. ૯૭

આ તમારૂં અભિમાન કયાંસુધી રહેવાનું છે? વેદ અનંત છે, એનો પાર આજ સુધી કોઈ પામ્યું નથી, પામવાનું નથી. અને અમે ચારે વેદ જાણીએ છીએ કહી આ નાહક ગર્વ શામાટે કરી રહ્યા છો? પૂર્વેના ત્રણ યુગમાં

---

૧. રાવણ.

નકામો દુરાગ્રહ શો ? નાહક વખત નકામો ગુમાવી વિનાશ શામાટે નોતરો છો ? એક સંન્યાસીનું જયપત્ર તમને મળ્યું તોય શું ને ન મળ્યું તોય શું ?

જય પરાજય બેઉએ અમને એક સમાન;
યતિ તાપસી વન મહીં રહીએ આ નિર્માન. અ. ૭૬. ૮૮

એક સંન્યાસીને તમે કદાચ જીતો તોપણ તેથી તમારો શો મોટો દિગ્વિજય થવાનો છે ?

શ્રીગુરુના વચન સાંભળી તે બ્રાહ્મણો ઊલટા વધારે ફૂલાયા. તેમને લાગ્યુ કે આ બધી શકિત ન હોવાની વાતો છે. તેથી તેઓ વધારે ઉદ્ધતાઈથી બોલવા લાગ્યા કે અમે ઘણા સમયથી વાદ કરતા પૃથ્વી પર ફરીએ છીએ; હજી સુધી અમારી સામે કોઈ ટકી શકયું નથી. માટે આડીઅવળી વાત છોડી દઈ તમારા શિષ્યમાં તો શું પણ તમારા બંનેમાંય કાંઈ દૈવત હોય તો અમારી સાથે વાદ કરો નહિ તો સીધેસીધું જયપત્ર આપી દો. અમે ચારે વેદમાં પારંગત છીએ. તમારા બંનેનું ભણતર હોય તે બતાવો.

બ્રાહ્મણોનાં ગર્વપૂર્ણ વચન સાંભળી શ્રીગુરુ તેમને ઘણી ઘણી રીતે બોધ આપવા લાગ્યા. તેમને કહ્યું:—

ગર્વે બલિનું શુ થયું ? બાણાસુરનું તેમ ?
પડ્યો [1]દશાનન ગર્વથી; ના જાણો શું એમ ? અ. ૭૬. ૯૭

આ તમારૂં અભિમાન કયાંસુધી રહેવાનું છે ? વેદ અનંત છે, એનો પાર આજ સુધી કોઈ પામ્યું નથી, પામવાનું નથી. અને અમે ચારે વેદ જાણીએ છીએ કહી આ નાહક ગર્વ શામાટે કરી રહ્યા છો ? પૂર્વના ત્રણ યુગમાં

૧. રાવણ.

નકામો દુરાગ્રહ શો? નાહક વખત નકામો ગુમાવી વિનાશ શામાટે નોતરો છો? એક સંન્યાસીનું જયપત્ર તમને મળ્યું તોય શું ને ન મળ્યું તોય શું?

જય પરાજય બેઉએ અમને એક સમાન;
યતિ તાપસી વન મહીં રહીએ આ નિર્માન. અ. ૭૬. ૮૮

એક સંન્યાસીને તમે કદાચ જીતો તોપણ તેથી તમારો શો મોટો દિગ્વિજય થવાનો છે?

શ્રીગુરુના વચન સાંભળી તે બ્રાહ્મણો ઊલટા વધારે ફૂલાયા. તેમને લાગ્યું કે આ બધી શક્તિ ન હોવાની વાતો છે. તેથી તેઓ વધારે ઉદ્ધતાઈથી બોલવા લાગ્યા કે અમે ઘણા સમયથી વાદ કરતા પૃથ્વી પર ફરીએ છીએ; હજી સુધી અમારી સામે કોઈ ટકી શક્યું નથી. માટે આડીઅવળી વાત છોડી દઈ તમારા શિષ્યમાં તો શું પણ તમારા બંનેમાંય કાંઈ દૈવત હોય તો અમારી સાથે વાદ કરો. નહિ તો સીધેસીધું જયપત્ર આપી દો. અમે ચારે વેદમાં પારંગત છીએ. તમારા બંનેનું ભણતર હોય તે બતાવો.

બ્રાહ્મણોનાં ગર્વપૂર્ણ વચન સાંભળી શ્રીગુરુ તેમને ઘણી ઘણી રીતે બોધ આપવા લાગ્યા. તેમને કહ્યું:—

ગર્વે બલિનું શું થયું? બાણાસુરનું તેમ?
પડ્યો [1]દશાનન ગર્વથી; ના જાણો શું એમ? અ. ૭૬. ૯૭

આ તમારૂં અભિમાન ક્યાંસુધી રહેવાનું છે? વેદ અનંત છે, એનો પાર આજ સુધી કોઈ પામ્યું નથી, પામવાનું નથી. અને અમે ચારે વેદ જાણીએ છીએ કહી આ નાહક ગર્વ શામાટે કરી રહ્યા છો? પૂર્વેના ત્રણ યુગમાં

---

૧. રાવણ.

નકામો દુરાગ્રહ શો? નાહક વખત નકામો ગુમાવી વિનાશ શામાટે નોતરો છો? એક સંન્યાસીનું જયપત્ર તમને મળ્યુ તોય શુ ને ન મળ્યું તોય શું?

જય પરાજ્ય બેઉએ અમને એક સમાન,
યતિ તાપસી વન મહીં રહીએ આ નિર્માન. અ. ७૯. ८८

એક સન્યાસીને તમે કદાચ જીતો તોપણ તેથી તમારો શો મોટો દિગ્વિજય થવાનો છે?

શ્રીગુરુના વચન સાંભળી તે બ્રાહ્મણો ઊલટા વધારે ફૂલાયા. તેમને લાગ્યુ કે આ બધી શકિત ન હોવાની વાતો છે. તેથી તેઓ વધારે ઉદ્ધતાઈથી બોલવા લાગ્યા કે અમે ઘણા સમયથી વાદ કરતા પૃથ્વી પર ફરીએ છીએ; હજી સુધી અમારી સામે કોઈ ટકી શકયું નથી. માટે આડીઅવળી વાત છોડી દઈ તમારા શિષ્યમાં તો શું પણ તમારા બંનેમાંય કાંઈ દૈવત હોય તો અમારી સાથે વાદ કરો નહિ તો સીધેસીધું જયપત્ર આપી દો. અમે ચારે વેદમાં પારંગત છીએ. તમારા બંનેનું ભણતર હોય તે બતાવો.

બ્રાહ્મણોનાં ગર્વપૂર્ણ વચન સાંભળી શ્રીગુરુ તેમને ઘણી ઘણી રીતે બોધ આપવા લાગ્યા. તેમને કહ્યું:—

ગર્વે બલિનું શુ થયુ? બાણાસુરનું તેમ?
પડ્યો [1]દશાનન ગર્વથી; ના જાણો શું એમ? અ. ७૯. ૯७

આ તમારું અભિમાન કયાંસુધી રહેવાનું છે? વેદ અનંત છે, એનો પાર આજ સુધી કોઈ પામ્યું નથી, પામવાનું નથી. અને અમે ચારે વેદ જાણીએ છીએ કહી આ નાહક ગર્વ શામાટે કરી રહ્યા છો? પૂર્વેના ત્રણ યુગમાં

---

૧. રાવણ.

લોકો પુણ્યશાળી હતા અને બ્રાહ્મણો પણ પોતપોતાનું કર્મ સારી રીતે કરી સંતુષ્ટ રહી રાજાઓ પર પોતાની છાપ પાડી પોતાનું ¹ભૂસુર એવું યથાર્થ નામ દીપાવતા. આ કલિયુગમાં વર્ણાશ્રમધર્મ નષ્ટપ્રાય થઈ ગયો છે. સર્વ વર્ણના ગુરુ કહેવાતા બ્રાહ્મણો સંતોષ મૂકી લોભના દાસ થયા છે અને દ્રવ્યલોભથી મ્લેચ્છો પાસે વેદ સંભળાવવા લાગ્યા છે એટલે શ્રુતિમંત્રોનું સામર્થ્ય લુપ્ત થવા બેઠું છે. એક વેદ પણ કોઈ પૂરો જાણતો નથી અને આ ચારે વેદ સંપૂર્ણ જાણીએ છીએ એમ બકી રહ્યા છો તે શું જોઈને ? કલ્યાણની ઇચ્છા હોય તો આ જીદ મૂકી દો અને ગર્વનો ત્યાગ કરી વિદ્વાનોને છાજે તેવો વિનમ્ર ધારણ કરો.

આમ બોધ કર્યો છતાં પણ જ્યારે એ દુષ્ટ બ્રાહ્મણો ન સમજ્યા ત્યારે શ્રીગુરુએ કૃત્રિમ ક્રોધ કરી કહ્યું કે ઠીક તમારી ઇચ્છા હમણાં જ પૂરી થશે. માટે સાવધ થઈ બેસો.

એટલામાં જ દૂરથી એક માણસ રસ્તે જતો હતો તેના પર શ્રીની નજર પડી. એટલે તેમણે શિષ્યને આજ્ઞા કરી કે એને જલદી અહીં લઈ આવ.

શ્રીગુરુના વચન સાંભળી શિષ્યો દોડી ગયા અને તેને બૂમ પાડી શ્રીગુરુ પાસે લઈ આવ્યા.

શ્રીગુરુ.–તું કોણ છે ? તારી જાત કઈ ? ક્યાં રહે છે ? હમણાં ક્યાં જાય છે ? એ બધું બરાબર કહે.

શ્રીગુરુનાં વચન સાંભળી તે બોલ્યોઃ–હે દેવ ! હું જાતે ચાંગી છું. ગામ બહાર રહું છું અને હલકી જાતની મજૂરી કરી પેટ ભરૂં છું. પ્રભો ! તારી બધા પર સમદૃષ્ટિ

---

૧. પૃથ્વી પર દેવ.

છે તેથી જ તું મને આમ હેતથી પૂછે છે. આજે મારો જરૂર ઉદ્ધાર થયો.

એમ કહીને પૃથ્વી પર લાંબો પડી તેણે શ્રીગુરુને દંડવત્ પ્રણામ કર્યા.

શ્રીગુરુએ તેના પર દિવ્ય દૃષ્ટિ ફેંકી અને શિષ્યને દંડ આપી જમીન પર સાત રેખાઓ[1] કઢાવી એ ભંગીને એકેક રેખા ઓળંગવા આજ્ઞા કરી.

જ્યારે પહેલી રેખા ભંગીએ ઓળંગી એટલે શ્રીએ પૂછ્યું:–તારો જન્મ ક્યાં થયો છે?

ભંગીઃ–ભગવન્! હું જાતે વાઘરી છું.

બીજી ઓળંગી એટલે બોલ્યો કે હું ભીલ છું. ત્રીજી રેખા ઓળંગતાં જ બોલી ઊઠ્યો કે હું માછી છું અને ચોથી ઓળંગતામાં કહેવા લાગ્યો કે હે નાથ! હું શૂદ્ર છું. સીમમાં મજૂરીએ જતો હતો તે બોલાવવાથી અહિંયાં આવ્યો. પછી પાંચમી રેખા ઓળંગીને બોલ્યો કે હું તો વૈશ્ય છું અને મારું નામ સોમદત્ત છે. છઠ્ઠી રેખા ઓળંગી એટલે તો હું ક્ષત્રિય છું અને મારું નામ [2]ગોદાવરી છે એમ કહેવા લાગ્યો. સાતમી રેખા ઓળંગતાં તો તે બોલ્યો કે હું બ્રાહ્મણ છું અને તમામ વેદશાસ્ત્ર જાણું છું. લોકો મને ગુરુજી નામથી ઓળખે છે.

આ સાંભળી શ્રીગુરુએ તેને કહ્યું કે જો તું વેદશાસ્ત્ર જાણતો હોય તો આ બે બ્રાહ્મણો વાદ કરવા આવ્યા છે

---

૧. લીટીઓ. ૨. દક્ષિણમા નિઝામ હૈદ્રાબાદ તરફના મુલકમાં ગોદાવરી, સરસ્વતી એવા સ્ત્રીલિંગી નામ પણ પુરુષનાં કવચિત્ હોય છે.

તેમની સાથે વાદવિવાદ કર. એમ કહી શ્રીએ તેના પર મંત્રીને થોડી ભસ્મ નાંખી આપી. એટલે તો અપૂર્વ જ્ઞાનથી તેનું શરીર ઝગમગી ઊઠયું અને તે વારંવાર વંદન કરી શ્રીગુરુનો જયજયકાર કરવા લાગ્યો.

માનસસર જઈ કાગડો રાજહંસ જ્યમ થાય,
ગુરુદષ્ટિથી હીન પણ થયો જ્ઞાની એ ત્યાંય. અ. ૮૧. ૩૨

શ્રીગુરુની કૃપાથી બ્રાહ્મણ થએલો એ ભંગી અસ્ખલિત વેદ બોલવા લાગ્યો. એ સાંભળતાં જ વાદ માટે આવેલા પેલા ઉન્મત્ત બ્રાહ્મણો તો આભા જ બની ગયા અને બીકથી ધ્રૂજવા લાગ્યા, ત્યાં વાદ કરવાની તો વાત જ કયાં ? બંનેના પેટમાં ગોળો ઊઠયો, મોઢું બંધ થયું, કાન બ્હેરા થયા અને ભયથી બેબાકળા બની ત્રાહિ ત્રાહિ કહી શ્રીગુરુના ચરણમાં પડી કૃતકર્મની માફી માગતા કહેવા લાગ્યા કે

ગુરુદ્રોહ કીધો અહા, ધિક્કાર્યો બ્રાહ્મણ !
કર ક્ષમા, અવતીર્ણ તું થયો [1]ગૌરીરમણ !! અ. ૮૧. ૩૯

હે દેવ ! માયાથી મોહિત થઈ તારો મહિમા અમે ન જાણ્યો અને વિદ્યાના ગર્વથી આંધળા થઈ પોતે થઈને પોતાનું અહિત કરી લીધું. હવે અમારી શી ગતિ થશે ?

શ્રીગુરુઃ–તમે બ્રાહ્મણનિંદા ઘણી કરી છે અને બીજાં પણ અનેક પાપ કર્યાં છે; તેનાં ફળ ભોગવ્યા વગર છૂટકો નથી. માટે તમે બ્રહ્મરાક્ષસ થઈ બાર વરસ સુધી ગંગા-કિનારે રખડશો. પણ તમને પશ્ચાત્તાપ થયો છે એટલે બાર વરસ પૂરાં થતાં કોઈ એક બ્રાહ્મણ નારાયણઅનુવાકનો પાઠ કરતો આવશે તે સાંભળતાં જ તમારી મુક્તિ થશે.

૧. પાર્વતીપતિ મહાદેવ.

માટે હવે ગંગાતટ પર જાવ. તમારો વખત આવી રહ્યો છે.

શ્રીગુરુનાં વચન સાંભળી બંને ગામ બહાર નદીતટ પર જવા નીકળ્યા ત્યાં રસ્તામાં જ જીવલેણ ગોળો ચઢચો અને બંને મરણ પામ્યા. બાર વરસ રાક્ષસયોનિમાં રખડી અંતે ગુરુકૃપાથી સદ્ગતિ પામ્યા.

આ તરફ પેલા પતિતે જ્ઞાની થઈ નિશ્ચય કર્યો કે હું બ્રાહ્મણ છું અને વિનયથી શ્રીગુરુને પ્રશ્ન કર્યો કે હે દેવ ! હું પૂર્વનો બ્રાહ્મણ આમ હીન જાતિમાં કેમ જન્મ્યો તે કૃપા કરી મને ન કહો ? હે સ્વામી નૃસિંહસરસ્વતી ! આપ સાક્ષાત્ ઈશ્વરાવતાર છો, ત્રણે કાળનું જાણો છો; માટે મારું સમાધાન કરો.

પતિતનાં વચન સાંભળી શ્રીગુરુએ એને કયાં કયાં કર્મથી કયી કયી યોનિ પ્રાપ્ત થઈ છે તે ટૂંકમાં કહી સંભળાવી કહ્યું કે કર્મ જ માણસને ઊંચમાંથી નીચ અને નીચમાંથી ઊંચ બનાવનાર છે. સારાં કર્મ કરવાથી ઊચ યોનિ પ્રાપ્ત થાય છે અને ખરાબ કર્મ કરવાથી હીન યોનિ પ્રાપ્ત થાય છે.

પૂર્વે સાતમે જન્મે તું બ્રાહ્મણ હતો. પણ માતા, પિતા અને ગુરુનો દ્વેષ કર્યાથી આમ ભંગી થયો છું. માટે માસ સુધી સંગમે સ્નાનાદિ તપશ્ચર્યા કર એટલે તારા બધા દોષો નાશ પામશે અને મરણ પછી તું ફરીથી બ્રાહ્મણ થઈશ.

એ સાંભળી પતિત કહેવા લાગ્યો કે હે સ્વામી ! તારા દર્શનમાત્રથી જ હું શુદ્ધ થયો છું અને તારી કૃપાથી આમ જ્ઞાની બન્યો છું તો મને બ્રાહ્મણોમાં ભેળવી પાવન કર.

શ્રીગુરુઃ-હું તને બ્રાહ્મણોમાં ભેળવું તોપણ તને

બ્રાહ્મણ કહેશે કોણ ? તારૂં શરીર નીચ યોનિમાં પેદા થયું છે. તું ભંગીના ઘરમાં ઉછર્યો છે. બ્રાહ્મણો તારો સ્વીકાર કેમ કરશે ? પૂર્વે વિશ્વામિત્રે સાઠ હજાર વર્ષ સુધી તપ કરી બ્રાહ્મણત્વ પ્રાપ્ત કરવા શા શાં કષ્ટ ઉઠાવ્યાં તે તું નથી જાણતો ? વિશ્વામિત્ર જેવાને સૂર્યના કિરણથી પોતાની હીન કાયા બાળી વસિષ્ઠકૃપાથી નૂતન દેહ ધારણ કરવો પડેલો તો તારો શો હિસાબ ? માટે ઘેર જા અને કહ્યા પ્રમાણે સન્માર્ગે જીવન ગુજાર એટલે આવતે જન્મે તું બ્રાહ્મણ થઈશ.

શ્રીગુરુ એમ ફરીફરીથી કહેવા લાગ્યા તોપણ મળેલું દૈવત છોડી ત્યાંથી કોણ ખસે ?

એટલામાં તો તેનાં સ્ત્રીપુત્રાદિ ત્યાં આવી પહોંચ્યાં. એટલે પોતાને બ્રાહ્મણ માની મને અડકશો નહિ એમ કહી એ તેમનાથી દૂર ખસવા લાગ્યો અને તેઓ પાસે જતાં ક્રોધથી તેમને ગાળો દઈ મારવા દોડ્યો.

એ જોઈ તેની સ્ત્રી અતિ દુ:ખિત થઈ. તેને લાગ્યું કે ધણી ગાંડો થઈ ગયો કે શું ?

સ્ત્રી ( શ્રીગુરુને પ્રણામ કરીને ) –હે દેવ ! આ મારો પતિ છે ને મારો ત્યાગ કરે છે, માટે એને બોધ આપો. મને ઘણાં છોકરાંછૈયાં છે. આ બધાને ત્યજીને એ જતો રહેશે તો એમનું બધાંનું પાલનપોષણ કોણ કરશે ? માટે એને શિખામણના બે બોલ કહો. નહિ તો પુત્રાદિની સાથે મારે પ્રાણ ત્યાગવાનો વખત આવશે.

શ્રીગુરુ( ઘણી રીતે પતિતને બોધ આપતાં ) :–તું ઘેર જા અને સ્ત્રીપુત્રાદિનું પાલન કરી ધર્મમય આચરણ કરી સંસારસાગરમાંથી પાર થા. પરણેલી સ્ત્રીને આમ વિના દોષે ત્યાગતાં તને મહાન દોષ લાગશે. માટે મારૂં

માન અને ઘેર જા.

પતિત( હાથ જોડીને ):–હું જ્ઞાની થઈ પાછો એ હીન લોકોમાં કયાં જાઉં અને ભંગીનું હલકું કર્મ શામાટે કરું ?

એ રીતનાં ભંગીનાં વચન સાંભળી શ્રીગુરુએ મનમાં વિચાર કર્યો કે એના શરીર પર પેલી મંત્રેલી ભસ્મ છે એ ધોવાઈ જતાં એને પોતાનું ભાન થશે. આમ વિચાર કરી એક શિષ્યને કહ્યું કે ગામમાં જઈ પૈસા આપી કોઈ લોભીઆને લઈ આવ અને એને હાથે ખૂબ પાણી રેડાવી આને ન્હવરાવ.

ગુરુવચન સાંભળી શિષ્ય ગામમાં દોડયો ને એક દ્રવ્ય-લોભી બ્રાહ્મણ દુકાનદારને લઈ આવ્યો. શ્રીગુરુની આજ્ઞા પ્રમાણે એ પતિત પર ઘડે ઘડે પાણી રેડાવી એને એવો ન્હવડાવ્યો કે એના શરીર પરની બધી ભભૂતિ ધોવાઈ ગઈ. તરત જ એને પોતાની મૂળ ભંગીની જાત યાદ આવી, એટલે શ્રીગુરુને દૂરથી જ પગે લાગી પૂછવા પણ ઊભો ન રહેતાં સ્ત્રીપુત્રાદિને લઈ હરખભેર ઘેર ગયો.

લોકો આ આશ્ચર્યકારક ચમત્કાર જોઈ નવાઈ પામ્યા અને માંહોમાંહે વાતો કરવા લાગ્યા કે આવું તો જન્મ ધરીને કદી જોયું નથી અને સાંભળ્યું પણ નથી.

ભસ્મનો આવો મહિમા જોઈ ત્રિવિક્રમભારતી તો ભોળો બની ગયો અને શ્રીગુરુના પ્રભાવનો વિચાર કરતો વંદન કરી ગુરુઆજ્ઞા લઈ પોતાને સ્થાને પાછો ગયો.

અનેક લોકોની કામનાઓ સિદ્ધ થવા લાગી એટલે લોકોનાં ટોળેટોળાં શ્રીગુરુનાં દર્શન માટે દોડવા લાગ્યાં અને સ્થાનની પ્રસિદ્ધિ દિવસે દિવસે વધવા લાગી.

## ૧૫. મૃતસંજીવન

થઈ ખ્યાતિ સહુ લોકમાં ગંધર્વનગરે એમ;
આવે ટોળાં દૂરથી દર્શનાર્થે ત્યાં તેમ. અ. ૮૪. ૧૮

ગોપીનાથ નામે એક બ્રાહ્મણ માહુરપુરમાં રહેતો હતો. તે સદાચારી, પવિત્ર અને ધનવાન હતો. તેને માત્ર એકજ દુઃખ હતું અને તે પુત્રનું. તેને ત્યાં પુત્ર તો જન્મતા પણ બે પાંચ વરસના થઈ મરણ પામતા; છતાં શ્રદ્ધા રાખીને સ્ત્રી સાથે તે દત્તભજન કરતો. તે બંને જણ સંતોષથી કાળ નિર્ગમન કરતાં. વખત જતાં દૈવે કરી તેમને ત્યાં એક પુત્ર મોટો થયો. માતપિતાએ લાલનપાલન કરી તેનું નામ 'દત્ત' પાડયું. એકનો એક છોકરો એટલે બધાં એના પર ખૂબ પ્યાર કરતાં.

પાંચ વરસનો થતાં પિતાએ ખૂબ દ્રવ્ય ખરચી તેને જનોઈ દીધી. બાર વરસની ઉંમર થતાં એક પવિત્ર અને સુશીલ કન્યા સાથે તેનું લગ્ન પણ થયુ. પણ ચાર વરસ ગૃહસ્થસુખનો અનુભવ કર્યો ન કર્યો એટલામાં તો તે બ્રાહ્મણ-પુત્ર ક્ષયથી ભયંકર બિમાર પડયો. માતપિતાએ અનેક ઔષધોપચાર કર્યા પણ કાંઈ ટેકી લાગી નહિ.

તેની પત્ની સાવિત્રી પતિવ્રતા હતી. તે પતિને સાક્ષાત્ દેવ માની તેની અત્યંત સેવા કરતી–તે એટલે સુધી કે જે ઔષધ પતિ લે તેનો થોડો ભાગ પોતે પણ પ્રસાદ તરીકે લેતી. રોગને લીધે પતિથી કોઈવાર અન્ન બિલકુલ લઈ શકાતું નહિ, તો સાવિત્રી પણ તે દિવસે નકોરડો ઉપવાસ કરતી અને પતિને સારૂં થવા માટે પ્રભુપ્રાર્થના કરતી.

આમ ત્રણ વરસ થઈ ગયાં. પણ રોગ દિવસે દિવસે ઓછો થવાને બદલે ભયંકર સ્વરૂપ પકડવા લાગ્યો અને છેવટે એ બ્રાહ્મણકુમારનું અન્ન સમૂળગું છૂટી ગયું. શરીર ગંધાઈ ઊઠયું. વૈદ્યો પણ પાસે જતાં ડરવા લાગ્યા. તોપણ સતીએ કંટાળો ન આણતાં પતિની ખૂબ ખંતથી સેવા કરી અને માતાપિતાના વારવા છતાં અન્ન મૂકી દઈ ફક્ત પતિના પાદતીર્થનું જ સેવન કરવા માંડયું.

બંને પક્ષનાં માતપિતા ઘણાં શ્રીમંત હતાં. તેમણે શરીર સ્વસ્થ થવા માટે જપ, તપ, ઔષધો વગેરે અનેક ઉપાય અજમાવી જોયા. પરંતુ એ ભયંકર ક્ષય કશાને પણ ગાંઠયો નહિ. છેવટે વૈદ્ય જ્યોતિષીઓએ કહી દીધું કે હવે અમારો કોઈ ઉપચાર કામ લાગે તેમ નથી. ઈશ્વરને જો રક્ષણ કરવું હોય તો જ એ બચી શકે એમ છે.

વૈદ્યોનાં એવાં નિરાશાજનક વચન સાંભળી માતાપિતા ખૂબ દુઃખી થયાં અને પુત્રના આરોગ્ય માટે દત્ત ભગવાનને કાલાવાલા કરવા લાગ્યાં.

માતાપિતાને એમ દુઃખિત થતાં જોઈ પુત્ર તેમને આશ્વાસન દઈ કહેવા લાગ્યો કે આમ વિલાપ કર્યે શું થાય? તમારો અને મારો ઋણાનુબંધ હવે પૂરો થયો લાગે છે.

ઈશાધીન બધું અહીં; કોણ મનુષ્યપ્રયત્ન?
શે ભૂલું ઉપકાર ઓ માતપિતા તમ કૃત્સ્ન? અ. ૮૪. ૫૯

મને માત્ર એક જ લાગે છે કે મેં તમારી કૂખે જન્મ લઈ તમને સુખી કરવાને બદલે માત્ર ડગલે ડગલે દુઃખ જ દીધું છે. તમારા ઉપકારનો તલપુર પણ બદલો મારાથી

માતાપિતાને એમ સાત્વન આપી તેણે પત્નીને પાસે બોલાવીને કહ્યું કે મારા દિવસો હવે પૂરા થયા છે. મારે માટે તેં ઘણાં દુઃખ વેઠયાં છે. હું જરૂર ગયા જન્મનો તારો કોઈ વેરી હોઈશ. પણ હવે એ બધાંનો વિચાર કર્યે શું ? તારે જો અહીં રહેવું હશે તો મારાં માતાપિતા તારૂં પેટના દીકરાની પેઠે પાલન કરશે અને તારે તારાં માતપિતાને ત્યાં જવું હોય તો તેમ કરવા પણ મારી રજા છે. મારા પાપીના સંસર્ગથી તારૂં સૌભાગ્ય નષ્ટ થવા બેઠું છે.

પતિનાં આવાં વચન સાંભળી સતીને મૂર્છા આવી. સાવધ થતાં તે પતિને પગે પડી કહેવા લાગી કે પૂર્વના કોઈ પુણ્ય યોગે જ આપનો સાથ થયો છે. માટે મને આમ તરછોડી જવું એ આપને માટે યોગ્ય નથી. ,

પુત્ર અને પુત્રવધૂની આ સ્થિતિ જોઈ માતાપિતા પણ મૂર્છિત થઈ ગયાં.

તેમને સાવધ કરી સાવિત્રી હાથ જોડીને કહેવા લાગી કે તમે કશી ચિંતા કરશો નહિ. મારો અંતરાત્મા કહે છે કે એમની જીંદગીને જરાય જોખમ આવશે નહિ. જ્યાં પ્રત્યક્ષ શ્રીદત્ત ભગવાન રક્ષણ કરનાર છે ત્યાં આપણે શામાટે ચિંતા કરવી ? લોકો કહે છે કે ગાણગાપુરમાં સાક્ષાત્ દત્તસ્વરૂપ શ્રીનરસિંહસરસ્વતી નામે એક પ્રસિદ્ધ સંન્યાસી વસે છે; તેમને શરણ જવાથી ઘણા લોકોનાં કામ થાય છે. માટે જો તમે મને આજ્ઞા આપો તો હું તેમને લઈ ત્યાં જાઉં.

પુત્રવધૂની વિનંતિ સાંભળી સાસુ સસરાએ પુત્ર

ઉપરના પ્રેમને લીધે તેને ત્યાં જવા રજા આપી.

સતીએ રોગી અશક્ત પતિને માર્ગમાં ધક્કો ન લાગે તેવી રીતે આજુબાજુ તકીઆ વગેરે ગોઠવી પતિને પાલખીમાં સૂવાડયા. પછી સાસુ સસરાને પગે લાગી તેમને નિશ્ચિંત રહેવાનું કહી ગાણગાપુર તરફ ચાલવા માંડ્યું.

ધીમે ધીમે રસ્તો કાપતાં પતિ સાથે તે ભીમાને કિનારે આવી પહોચી. પણ લાબા પંથના પરિશ્રમને લીધે રોગીના ત્રિદોષે જોર કર્યું અને ગામની પાસે આવતાં આવતાં તો તે બેભાન થઈ ગયો.

સતીએ પાલખી નીચે મૂકાવી લોકોને પૂછ્યું કે શ્રીગુરુ કયાં હશે ? લોકોએ જવાબ આપ્યો કે તેઓ હમણાં જ સ્નાન માટે સંગમે પધાર્યા છે. સતીએ પણ ત્યાં જવાનો વિચાર કર્યો. પણ જતા પહેલાં પતિની સ્થિતિ જોવા માટે પાલખીનો પડદો ઊંચો કર્યો.

અકસ્માત ત્યાં તો અહા ગયા પ્રાણ સત્વર;
દેખે દિઙ્મૂઢ [1]યોષિતા, ઘસે દુઃખથી કર. અ. ૮૪. ૮૭

પતિની આવી સ્થિતિ જોતાં જ સતી અવાક્ થઈ ગઈ. તેના શોકનો પાર ન રહ્યો. રુદન કરતી કરતી હાથમાં છરી લઈને તે મરવા તૈયાર થઈ અને પ્રભુને ઠપકો આપવા લાગી કે હે પ્રભો ! મને વિશ્વાસ હતો કે તમે મારા પતિને બચાવશો. પણ આ તો પ્રભુને પગે પડતાં ઉપર મંદિર પડવા જેવી દશા થઈ ! તરસથી વ્યાકુળ થઈ પાણી પીવા જલાશય પર જતાં મગર ખેંચી જાય તેવું થયું ! એમ અનેક રીતે હૃદયફાટ વિલાપ કરી તે છાતીમાં છરી

૧. સ્ત્રી.

છોડી દેવા જતી હતી એટલામાં ગામલોકો દોડી ગયા અને તેને તેમ કરતી અટકાવી ઘણી રીતે સમજાવવા લાગ્યા; પણ તેનું મન જરાય શાંત થયું નહિ.

એજ ક્ષણે કયાંકથી શરીર ઉપર રુદ્રાક્ષ અને ભસ્મ ધારણ કરેલો એક સિદ્ધ પુરુષ લોકના ટોળામાં પ્રગટ થયો અને સતી સામે આવીને ઊભો. એ તેને આશ્વાસન આપી કહેવા લાગ્યો કે આમ મૂરખની માફક રડયાં જ શું કરે છે? વિધિએ લખેલા લેખ કદી ફરતા નથી. જ્યાં આયુષ્યની દોરી તૂટી ત્યાં તું ફાવે તેટલો શોક કરે તો શા કામનો? દુનિયામા કોનુ શરીર અમર રહ્યું છે? જન્મ સાથે મરણ લાગેલું જ છે

બાળપણે કોઈ મરે, કોઈ ઘડપણ માંય;
જેનું અર્જિત જેહવું, તેનું તેવુ થાય. અ. ૮૪. ૧૫૪

માટે શાંત થા અને નિરર્થક શોક મૂકી દે.

તાપસીનાં એવાં અમૃત જેવાં વચન સાંભળીને સતી માયિક શોક ત્યજી શાંત થઈ અને પગે પડીને પોતાનું કલ્યાણ થવાનો માર્ગ પૂછવા લાગી.

તાપસે તેની અચલ નિષ્ઠા જોઈને સુવાસિની તેમજ વિધવાના ધર્મો કહી સંભળાવીને કહ્યું કે સુવાસિનીએ પતિના જીવતાં તેની પ્રતિષ્ઠાને છાજે તેવી રીતે તેની આજ્ઞામાં રહેવું અને પતિ મરણ પામતાં તેની સાથે સતી થઈ પોતાનું પારલૌકિક કલ્યાણ સાધી લેવું અથવા તો વૈધવ્ય-ધર્મથી તપશ્ચર્યામય જીવન ગાળી બાકી રહેલું જીવન ઈશ્વર-ચિંતનમાં ગુજારવું. સહગમન અને વિધવાચાર બંનેના યથાયોગ્ય પાલનથી સરખી રીતે આત્મકલ્યાણ થાય છે.

માટે હે સાધ્વી! એ બેમાંથી તને જે ગમે તે પ્રમાણે આચરણ કર.

સતી તાપસીના બોધથી અત્યંત હર્ષ પામી અને તેને પોતાનો આપ્ત માની કહેવા લાગી કે હું પરદેશમાં આવી છું અને અંતકાળે તું જ મારો બંધુ છે. તારો બોધ અમૃતતુલ્ય છે. વિધવાના ખડતલ જીવન કરતાં પતિ સાથે સહગમન કરી સતી થવું મને વધારે ઠીક લાગે છે. એમ કહી તે જટાધારી તાપસીને પગે લાગી.

પતિચરણમાં એની અચળ ભક્તિ જોઈ તપસ્વીએ કહ્યું કે તું દૂરથી શ્રીગુરુનાં દર્શને આવી છે તો શબને દાહ દેતા પહેલાં તેમની પાસે જા. એમ કહી તેણે તેને ભસ્મ તથા ચાર રુદ્રાક્ષ આપ્યા અને કહ્યું કે દહન કરતા પહેલાં શબના શરીરે આ ભસ્મ ચોળજે અને બે રુદ્રાક્ષ કાનમાં તથા બે ગળામાં બાંધી બ્રાહ્મણો તથા સુવાસિનીઓને દાન વગેરે આપ્યા પછી સહગમન કરજે. એમ કહી એ તપસ્વી જ્યાંથી આવ્યો હતો ત્યાં પાછો ગયો.

સતી તાપસીના કહેવા પ્રમાણે રેશમી સાડી વગેરે પહેરી અગ્નિ તૈયાર કરી સહગમન કરવાની તૈયારી કરીને બ્રાહ્મણોની આજ્ઞા લઈ શ્રીગુરુનાં દર્શનાર્થે સાક્ષાત્ ત્રિમૂર્તિના અવતાર શ્રીનૃસિંહસરસ્વતી પાસે આવી પહોંચી.

શ્રીસદ્ગુરુ આ સમયે સંગમ ઉપર અશ્વત્થ નીચે બેઠા હતા. સતીએ દૂરથી પ્રણામ કર્યાં કે તરતજ **શ્રી**મુખેથી વચન નીકળ્યાંઃ " અખંડ સૌભાગ્યવતી થઈ આઠ પુત્રોની માતા થા."

શ્રીગુરુનો આશીર્વાદ સાંભળી લોકોને હસવું આવ્યુ. તેઓ કહેવા લાગ્યા કે હે પ્રભો ! આનો પતિ આજે જ અહીં મરણ પામ્યો છે. એનું શબ અગ્નિસંસ્કાર માટે નદીએ આણ્યુ છે અને સહગમન માટે આપની આજ્ઞા લેવા માટે આ અહીં આવી પહોંચી છે. હવે એના સૌભાગ્યની અને એને આઠ પુત્ર થવાની વાત કયાં રહી ?

લોકોનાં વચન સાંભળીને શ્રીગુરુ બોલ્યા કે તમે ફાવે તેમ કહો પણ આ તો અખંડ સૌભાગ્યવતી જ છે, એટલે એનો પતિ મરણ પામે એવું બને જ નહિ ! મારી નજરે હું જોઉં તો જ સાચું મનાય. મારા મુખમાંથી કદી અસત્ય વાકય નીકળ્યુ નથી. માટે એ શબને અહીં લાવો જેથી હું જોઈને ખાત્રી કરૂં.

લોકો શબ લેવા સ્મશાનમાં ગયા. તેજ વખતે ચાર બ્રાહ્મણો શ્રીગુરુનું પૂજન કરવા માટે આવ્યા. રુદ્રસૂક્તથી અભિષેક કરીને તેમણે શ્રીનું ષોડશોપચારે પૂજન કર્યું અને તેજ પ્રમાણે પાદતીર્થનું પણ પૂજન કરવા માંડયું. શબ લેવા ગએલા બ્રાહ્મણો આજ વખતે શબ લઈને ત્યાં આવી પહોચ્યા.

શ્રીગુરુએ આજ્ઞા કરી કે બંધ તોડી નાંખીને શબને ખુલ્લું કરો અને એના પર આ તીર્થ છાંટો.

બ્રાહ્મણોએ તે પ્રમાણે કર્યું એટલે શ્રીગુરુએ શબ તરફ અમૃતદષ્ટિ ફેંકી. તરત જ મરણ પામેલો બ્રાહ્મણ આળસ મરડી બેઠો થયો અને સ્ત્રીને પાસે બોલાવી પૂછવા લાગ્યો કે તેં મને અહીં શામાટે આણ્યો છે ? આ યતીશ્વર

કોણ છે? મને આટલી બધી ઊંઘ આવી ત્યાં સુધી તેં મને કેમ ન જગાડયો?

સતીએ પતિને સવિસ્તર હકીકત કહી. બંને જણ પ્રસન્ન થયાં અને શ્રીગુરુને પગે પડી સ્તુતિ કરવા લાગ્યાં. શ્રીગુરુએ પ્રસન્ન થઈને આશીર્વાદ આપ્યા કે મેં આપેલું વરદાન સત્ય થશે. તમે ઘેર જાવ અને ભજન કરી આનંદથી રહો. શ્રીગુરુની આજ્ઞાથી સતીએ પતિ સાથે સંગમમાં સ્નાન કર્યું. બંનેએ ખૂબ ઠાઠથી શ્રીગુરુનું પૂજન કર્યું અને અપાર દ્રવ્ય ત્યાં ખર્ચ્યું.

બીજે દિવસે સવારે પતિપત્નીએ શ્રીગુરુ પાસે જઈ પગે પડી તાપસીની ભેટ અને ભસ્મ તથા રુદ્રાક્ષની પ્રાપ્તિ વગેરેની વાત કરી એટલે તેમને રુદ્રાક્ષ અને ભસ્મધારણનો અપાર મહિમા કહી સંભળાવ્યો. તેમની વિનંતિથી આત્મ-કલ્યાણ માટે સોમવારનું વ્રત કરવાનું કહ્યું.

શ્રીગુરુની આજ્ઞા લઈ બંને જણ ઘેર જવા તૈયાર થયાં. એટલામાં તેમનાં માતાપિતા પણ પુત્રની ખબર કાઢવા માટે ત્યાં આવી પહોંચ્યાં. પુત્રને તંદુરસ્ત જોઈ તથા શ્રીગુરુની કૃપાનો અલૌકિક મહિમા સાંભળી તેઓ અત્યંત આનંદ પામ્યાં. બધાંએ મળી શ્રીગુરુનો જયજયકાર કર્યો અને તેમની આજ્ઞા લઈ ઘેર ગયાં.

શ્રીસદ્‌ગુરુના વરદાન પ્રમાણે દંપતીને આઠ પુત્રો થયા અને તેઓ શ્રીગુરુનાં અનન્ય ભક્ત બન્યાં તથા જીવતાં સુધી દર વરસે ગાણગાપુર આવી ગુરુદર્શન કરી ભજન કરી આખરે મોક્ષ પામ્યાં.

—— ० ——

## ૧૬. પરાન્નદોષ

રહે સ્વધર્મે વિપ્ર જો અનાસક્ત સદાય,
દૈન્ય ન સ્વપ્ને તેમને; સદા સર્વ સુખ આય. અ. ૯૦. ૯૧

એજ ગાણુગાપુર ગામમાં એક સાત્વિક વૃત્તિવાળો બ્રાહ્મણ રહેતો હતો. તે વૈરાગ્યશીળ, ધાર્મિક, વેદપાઠી અને કર્મકાંડી હતો. પરાન્નને ઝેર સમાન ગણી તે કદી પણ પારકે ઘેર જમવા જતો નહિ તેમજ બીજી રીતે પણ કોઈનો પ્રતિગ્રહ કરતો નહિ, અસત્યનો છાંયો સરખો ન લેતો અને ખોટા વાદવિવાદમાં વાણીનો વ્યય ન કરતાં બને તેટલું મૌન સેવતો. કુટુંબપોષણ માટે તે હંમેશાં સૂકી ભિક્ષા માગી લાવતો અને જે મળે તેથી સંતોષપૂર્વક ગુજારો કરતો.

બ્રાહ્મણની આવી સંતોષી વૃત્તિ તેની સ્ત્રી સમજી શકતી નહિ અને ક્રોધ લાવી વારંવાર તેની સાથે ઝઘડો કરતી.

ગુરુકૃપાથી ગામમાં રોજ બ્રાહ્મણભોજન ચાલતું. બ્રાહ્મણો મિષ્ટાન્ન જમી ભારેભારે દક્ષિણા પામી હર્ષઘેલા થઈ જતા. આ બધું જોઈને પેલા બ્રાહ્મણની સ્ત્રીના મનમાં થતું કે આ બ્રાહ્મણો અને તેમની સ્ત્રીઓ વગેરે કેટલાં બધાં ભાગ્યશાળી છે! પણ આ દરિદ્રી પતિને પાને પડીને મેં સ્વપ્નમાં પણ કદી મિષ્ટાન્ન જોયાં નહિ તો અન્નસુખનું તો નામજ ક્યાં? મારા ગયા જન્મનાં પાપ હશે જેથી આ જન્મે મારે આવા દરિદ્રી સાથે સંબંધ થયો! અરે મારો પતિ પણ કેવો ભાગ્યહીન છે કે ચાંલ્લો કરવા આવેલી લક્ષ્મીને લાત મારે છે! કોઈ માનભેર જમવા બોલાવે તોપણ નથી જાતે જતો કે નથી મને જવા દેતો! આવા ને આવા

વિચારમાં તે પતિને રોજ કંકાસ કરાવતી અને પોતે દુઃખી થતી.

એટલામાં શ્રાદ્ધપક્ષ આવ્યો અને રોજ મિષ્ટાન્નો ચાલ્યાં. એક દિવસ એક ધનવાન ગૃહસ્થ બ્રાહ્મણોને નિમંત્રણ આપતો આપતો આ બ્રાહ્મણને ત્યાં આવી લાગ્યો. સ્ત્રી તો તે ધનિકને જોતાં જ હર્ષઘેલી થઈ ગઈ અને

* અનેક પકવાનો અને દક્ષણા ભારે ત્યાંય
મળશે અમૂલ્ય વસ્ત્ર પણ; પ્રાણનાથ! મન ધાય. અ. ૯૦. ૨૩

એમ કહી અનેક રીતે નિમંત્રણ સ્વીકારવા આગ્રહપૂર્વક પતિને વિનંતિ કરવા લાગી.

ઘણી રકઝક થયા બાદ બ્રાહ્મણે કહ્યું કે હું મારો નિયમ તોડું તે તો કદી બને એમ નથી. પણ તારું મન ઝાલ્યુ ન રહેતું હોય તો તું ભલે જા. મને વાંધો નથી.

બ્રાહ્મણી ધનિક પાસે આવીને કહેવા લાગી કે મારા પતિ તો પરાન્ન જમતા નથી તે નહિ આવે; પણ હું એકલી આવીશ.

નિમંત્રણ આપનાર બોલ્યો કે એક જણ આવે તે મને કામ ન લાગે. મારો તો એવો સંકલ્પ છે કે જોડાનુ સાથે જ પૂજન કરી બંનેને જમાડવાં. માટે જો તારા પતિ આવવાના હોય તો જ તું આવ.

ધનિકનાં આ વચનથી બ્રાહ્મણીને મનમાં વજ્રપાત જેવું દુઃખ થયું અને તે એકદમ ઊંડા વિચારમાં પડી ગઈ. થોડીવારે કંઈ યાદ આવ્યુ હોય તેમ તે ત્યાંથી ઊઠીને તરત જ શ્રીનૃસિંહસરસ્વતી પાસે આવીને વિનયથી કહેવા લાગી કે હે પ્રભો! હજીસુધી મેં પકવાન ખાધાં નથી. એક માણસ જોડાં જમાડે છે.

બોલાવે એ દંપતી, ના માને મુજ કંથ;
શુ કરવું કહીએ ન એ ભલે પરાન્ન હંત? અ.૯૦ ૩૨.

માટે મારી પર આજ કૃપા કરો અને મારા પતિને સમજાવો કે તે મારી સાથે જમવા આવે.

તેનાં વચન સાંભળી શ્રીગુરુને તેના અજ્ઞાન પર હસવું આવ્યુ. છતાં તેને બોધ આપવા તેમણે બ્રાહ્મણને પોતાની પાસે બોલાવીને આગ્રહ કરી સમજાવ્યુ કે તારી સ્ત્રી રોજ પકવાન્ન ખાવાની ઇચ્છા રાખ્યા કરે છે માટે તેની વાસના પૂરી કરવા તું જમવા જા. આમ નજીવી બાબતમા રોજ ઘરની સ્ત્રીનુ મન દુઃખિત કરવું ઠીક નથી.

ગુરુવાક્યને વેદઆજ્ઞા માની વંદન કરીને તે બ્રાહ્મણ બોલ્યો કે હે પ્રભો! પરાન્ન લેવું નહિ એવો મારો સખત નિયમ છે. છતા આપની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે. એમ કહી શ્રીગુરુને પ્રણામ કરી સ્ત્રીને સાથે લઈ બ્રાહ્મણ જમવા ગયો.

પેલો ધનિક બ્રાહ્મણભોજનનો સંકલ્પ મૂકી જોડાને જમાડી અતિશય હરખાવા લાગ્યો. પણ પેલી બ્રાહ્મણીએ ભોજનસમયે વિપરીત દૃશ્ય જોયુ કોળીઓ ભરવા જતાં તેને ભાસ થયો કે પીરસેલી થાળીમાથી કૂતરા બિલાડાં પણ ખાય છે. આવું એંઠું તે કેમ ખવાય? આવું જોઈ તે તરતજ ત્યાથી ઊઠી અને પતિને આવી કહેવા લાગી કે પરાન્ન એટલે તો કૂતરા બિલાડાંનું એઠું ખાવાનું છે! આવું અશુદ્ધ અન્ન શું ખાયા કરો છો?

બ્રાહ્મણ—તારે લીધે જ આજે જીંદગીનો નિયમ તોડીને આ એંઠું ખાવાનો પ્રસંગ આવ્યો. કરમ ફૂટ્યું! હવે શું?

એમ કહી ક્રોધે ભરાઈને સ્ત્રી સાથે તે શ્રીગુરુ પાસે

આવીને પગે પડ્યો.

શ્રીગુરુ :—કેમ રે ! આજે તો જમવાની ઠીક મજા પડી હશે ! પરાન્નનો સ્વાદ હજીએ પૂરો ચાખ્યો કે નહિ ? રોજ રોજ આમ પતિને દુઃખ આપીને તેં શું મેળવ્યું ?

શ્રીગુરુનાં વચન સાંભળી બ્રાહ્મણી શરમાઈ ગઈ. તરત જ નીચું ઘાલી તે ગુરુચરણમાં નમી પડી અને અપરાધની ક્ષમા માગવા લાગી. બ્રાહ્મણ પણ ચિંતા કરીને પૂછવા લાગ્યો કે હે પ્રભો ! આજે આની મૂર્ખતાને લીધે મારા વ્રતનો ભંગ થયો. પરાન્ન પેટમા નાંખીને મેં મોટું પાપ કર્યું છે. હવે મારું શું થશે ? એમ કહી તે રડવા લાગ્યો.

શ્રીગુરુ ( આશ્વાસન આપતાં ) —તું ગભરાઈશ નહિ. તારી સ્ત્રીની વાસના આજે પૂર્ણ થઈ છે. એ ફરીથી તારી પાસે પરાન્નની વાત સરખી નહિ કાઢે. તેં મારી આજ્ઞાને માન આપ્યું છે એટલે તારૂં વ્રત ભાગ્યું જ નથી અને તને પાપ કે દોષ પણ નથી.

ત્યાર પછી શ્રીગુરુએ કહ્યુ કે

ક્રૂર તામસી કૃપણ વા દુરાચારરત જેહ,
ધનોન્મત્ત વા, તદ્દગૃહે લેવુ અન્ન ન તેહ અ.૧૯૦. ૬૭

એમ કહી કોનું અન્ન લેવું તથા કોના અન્નનો ત્યાગ કરવો તેમજ બ્રાહ્મણોએ કેવા કેવા આચાર પાળવા વગેરે સંબંધી વિસ્તારપૂર્વક વિવેચન કર્યું અને તેને વરદાન આપ્યું કે જા આ આચારધર્મ પ્રમાણે ચાલવાથી પુત્ર પુત્રી વગેરેથી તું સુખી થઈશ અને અંતે તારી સદ્દગતિ થશે.

શ્રીગુરુના વચનથી બ્રાહ્મણનું સમાધાન થયું અને ઘેર જઈ તેમની આજ્ઞા પ્રમાણે આચરણ કરી તે સુખી થયો.

———

## ૧૭. ભક્ત ભાસ્કર

ભલે દંડધર નર દિસે, નકી ત્રિમૂર્ત્યવતાર!
ના માણસ આ, કો લહે મહિમા એનો અપાર? અ. ૯૨. ૭૮

શ્રીગુરુ ગાણુગાપુર રહ્યા તે દરમ્યાન રોજ અવનવી લીલાઓ થતી. ભાવિક લોકોનાં ટોળેટોળાં દર્શન માટે આવતાં અને ગુરુપ્રીત્યર્થે બ્રાહ્મણભોજન કરાવતાં એકે દિવસ ખાલી જતો નહિ.

એક દિવસ ભાસ્કર નામે એક કાસ્યપગોત્રી ગરીબ બ્રાહ્મણ ત્યાં ગુરુદર્શને આવી ચઢચો. તે ઘણો ભાવિક અને શ્રદ્ધાળુ હતો પણ તે એટલો બધો દરિદ્રી હતો કે શ્રીગુરુને ભિક્ષા આપવા માટે તેની પાસે માંડ ત્રણ જણને થઈ રહે એટલું જ સીધું હતું.

શ્રીગુરુને પગે લાગી તે નીચે બેઠો એટલામાં ભક્તોએ તેને જમવા માટે બોલાવ્યો. પોટલી એક સ્થળે સુરક્ષિત રાખી તે જમવા ગયો અને જમી રહ્યા બાદ સાંજ પડતાં પોતાનું 'નિત્યકર્મ' પરવારી પોટલું ઓશિકે મૂકી સૂઈ ગયો.

આમ તેના ઘણા દિવસ ગયા. રોજરોજ ભાવિક ભક્તો શ્રીગુરુનાં દર્શને આવી બ્રહ્મભોજન કરાવતા. ભાસ્કર પંક્તિએ જમી આવતો અને સાંજે પોતાની અલ્પ સીધાની પોટલી ઓશિકે મૂકી સૂઈ જતો. લોકોના ટોળામાં ભિક્ષા કરાવવાનો તેનો બિચારાનો વારો આવતો નહિ. આ જોઈ કેટલાક મૂર્ખ લોકો તેની મશ્કરી કરતા કહેવા લાગ્યા કે કેવો નફ્ટ પેટભરો! જમવા માટે અહીં પડી રહ્યો છે અને કહે છે કે શ્રીગુરુને જમાડવા આવ્યો છું! કેવો

લુચ્ચો ! હરામનું ખાતાં એને શરમે નથી આવતી ! શ્રીગુરુના કેટલા શિષ્યો છે તે શું એ નથી જાણતો ? સાથે એક જણ પૂરતું પણ અન્ન નથી અને કહે છે કે સમારાધના[1] કરીશ. એમ કહી લોકો તેને બીજી અનેક રીતે કનડતા પણ ખરા.

તોપણ બધુ સહન કરી ત્રણ મહિના ભાસ્કર શાંતિથી ત્યા પડી રહ્યો. એક દિવસ એનો પુણ્યયોગ આવ્યો. લોકોની મશ્કરીઓ સાભળી કૃપાનિધાન શ્રીગુરુએ પોતે જ તેને કહ્યુ કે ભાસ્કર ! આજ તો રસોઈ કરી તું જ મને જમાડ. મારે તારી જ ભિક્ષા લેવી છે.

શ્રીગુરુના વચન સાભળી ભાસ્કરના આનંદનો પાર ન રહ્યો. પગે લાગીને તરત જ તે મોદીની દુકાને જઈ લગભગ અઢીશેર ઘી અને તેના પ્રમાણમા શાકપાન વગેરે બીજી જોઈતી સામગ્રી લઈ આવ્યો અને સ્નાનાદિક વગેરેથી શુદ્ધ થઈ તેણે રસોઈ કરવા માંડી

એટલામાજ કોઈ એક ભકતે આવી શ્રીગુરુને ભિક્ષા માટે વિનંતિ કરી ગુરુશ્રીએ નિમંત્રણનો અસ્વીકાર કરતા કહ્યું કે આજે નહિ. એ સાંભળીને કોઈ બ્રાહ્મણ બોલ્યો કે જરૂર આજે કોક ભિખારી શ્રીગુરુ પાસે પહોંચી ગયો હશે. માટે આજે કાંઈ મિષ્ટાન મળવાનુ નથી ચાલો, ઘેર જઈએ તો વેળાસર રોટલા ભેગા થઈએ.

એ સાભળી શ્રીગુરુએ સ્વમુખે આજ્ઞા કરી કે આજે કોઈને ઘેર જવાનુ નથી. આજે મકુટુંબ બધા અહીં જ જમજો.

બ્રાહ્મણોએ વિચાર કર્યો કે મઠમા સામાન પડ્યો

---
૧. બ્રાહ્મણભોજન.

હશે તેમાથી આજે રસોઈ કરાવી શ્રીગુરુ આપણને જમાડશે. એમ વિચારી બધાએ હા પાડી અને સ્નાન કરવા સ ગમે ગયા.

એટલે શ્રીગુરુએ ભાસ્કરને બોલાવીને કહ્યુ કે રસોઈ બરાબર કર ઘણા બ્રાહ્મણોને આજે જમવા માટે બોલાવ્યા છે. વાર લગાડીશ નહિ.

ભાસ્કરે આજ્ઞા માથે ચઢાવી અને રસોઈ કરવામાં પડયો રસોઈ તૈયાર થતા શ્રીગુરુ પાસે આવી બધું તૈયાર થયાની વરધી આપી.

શ્રીગુરુએ બ્રાહ્મણોને નોતરા આપી આવવાનુ કહ્યુ. શ્રીની આજ્ઞાથી ગ ગાકિનારે આવીને કહેવા લાગ્યો કે મેં રસોઈ તૈયાર કરી છે, શ્રીગુરુની આજ્ઞાથી હુ બધાને બોલાવવા આવ્યો છુ.

બ્રાહ્મણો—રોજ રસોઈ થતા સાંજ પડે છે અને તું અત્યારથી બોલાવવા આવ્યો તે કેટલાનુ રાંધ્યુ છે? જા નથી આવતા. શ્રીગુરુ એકલાને જ પેટ ભરીને જમાડ એટલે થયુ.

આ સાભળી શ્રીગુરુ પાસે આવીને ભાસ્કર કહેવા લાગ્યો —પ્રભો! બ્રાહ્મણો જમવાની ના પાડીને કહે છે કે અમે તો ઘેર જ જમીશુ. મારૂ નિમંત્રણ સાભળી તેઓ તો મારી મશ્કરીઓ કરે છે.

શ્રીગુરુ બોલ્યા—

બ્રાહ્મણ સાથે જો મને આપીશ ભિક્ષા એમ,
અગીકાર કરૂં સુખે, નહિ તો ન કરૂં તેમ ॥ ૯૨ ૩૪

આજે તો બધા બ્રાહ્મણોને પગતમા સાથે લઈને જ જમવાની મને લ્હેર આવી છે, તારે કબૂલ હોય તો જમીશ. નહિ તો નારાયણ! નારાયણ!!

લુચ્ચો ! હરામનું ખાતાં એને શરમે નથી આવતી ! શ્રીગુરુના કેટલા શિષ્યો છે તે શું એ નથી જાણતો ? સાથે એક જણ પૂરતું પણ અન્ન નથી અને કહે છે કે સમારાધના[1] કરીશ. એમ કહી લોકો તેને બીજી અનેક રીતે કનડતા પણ ખરા.

તોપણ બધું સહન કરી ત્રણ મહિના ભાસ્કર શાંતિથી ત્યાં પડી રહ્યો. એક દિવસ એનો પુણ્યયોગ આવ્યો. લોકોની મશ્કરીઓ સાંભળી કૃપાનિધાન શ્રીગુરુએ પોતે જ તેને કહ્યું કે ભાસ્કર ! આજ તો રસોઈ કરી તું જ મને જમાડ. મારે તારી જ ભિક્ષા લેવી છે.

શ્રીગુરુનાં વચન સાંભળી ભાસ્કરના આનંદનો પાર ન રહ્યો. પગે લાગીને તરત જ તે ગોદીની દુકાને જઈ લગભગ અઢીશેર ઘી અને તેના પ્રમાણમાં શાકપાન વગેરે બીજી જોઈતી સામગ્રી લઈ આવ્યો અને સ્નાનાદિક વગેરેથી શુદ્ધ થઈ તેણે રસોઈ કરવા માંડી.

એટલામાંજ કોઈ એક ભકતે આવી શ્રીગુરુને ભિક્ષા માટે વિનંતિ કરી. ગુરુશ્રીએ નિમંત્રણનો અસ્વીકાર કરતાં કહ્યું કે આજે નહિ. એ સાંભળીને કોઈ બ્રાહ્મણ બોલ્યો કે જરૂર આજે કોક ભિખારી શ્રીગુરુ પાસે પહોંચી ગયો હશે. માટે આજે કાંઈ મિષ્ટાન મળવાનું નથી. ચાલો, ઘેર જઈએ તો વેળાસર રોટલા ભેગા થઈએ.

એ સાંભળી શ્રીગુરુએ સ્વમુખે આજ્ઞા કરી કે આજે કોઈને ઘેર જવાનું નથી. આજે સકુટુંબ બધા અહીં જ જમજો.

બ્રાહ્મણોએ વિચાર કર્યો કે મઠમાં સામાન પડ્યો

1. બ્રાહ્મણભોજન.

હશે તેમાંથી આજે રસોઈ કરાવી શ્રીગુરુ આપણને જમાડશે. એમ વિચારી બધાએ હા પાડી અને સ્નાન કરવા સંગમે ગયા.

એટલે શ્રીગુરુએ ભાસ્કરને બોલાવીને કહ્યું કે રસોઈ બરાબર કર. ઘણા બ્રાહ્મણોને આજે જમવા માટે બોલાવ્યા છે. વાર લગાડીશ નહિ.

ભાસ્કરે આજ્ઞા માથે ચઢાવી અને રસોઈ કરવામાં પડયો. રસોઈ તૈયાર થતાં શ્રીગુરુ પાસે આવી બધું તૈયાર થયાની વરધી આપી.

શ્રીગુરુએ બ્રાહ્મણોને નોતરાં આપી આવવાનું કહ્યું. શ્રીની આજ્ઞાથી ગંગાકિનારે આવીને કહેવા લાગ્યો કે મેં રસોઈ તૈયાર કરી છે; શ્રીગુરુની આજ્ઞાથી હું બધાને બોલાવવા આવ્યો છું.

બ્રાહ્મણો:—રોજ રસોઈ થતાં સાંજ પડે છે અને તું અત્યારથી બોલાવવા આવ્યો તે કેટલાનું રાંધ્યું છે? જા નથી આવતા. શ્રીગુરુ એકલાને જ પેટ ભરીને જમાડ એટલે થયું.

આ સાંભળી શ્રીગુરુ પાસે આવીને ભાસ્કર કહેવા લાગ્યો:—પ્રભો! બ્રાહ્મણો જમવાની ના પાડીને કહે છે કે અમે તો ઘેર જ જમીશું. મારું નિમંત્રણ સાંભળી તેઓ તો મારી મશ્કરીઓ કરે છે.

શ્રીગુરુ બોલ્યાઃ—

બ્રાહ્મણ સાથે જો મને આપીશ ભિક્ષા એમ;
અંગીકાર કરું સુખે, નહિ તો ન અર્હું તેમ. અ. ૯૨. ૩૪

આજે તો બધા બ્રાહ્મણોને પંગતમાં સાથે લઈને જ જમવાની મને લ્હેર આવી છે; તારે કબૂલ હોય તો જમીશ. નહિ તો નારાયણ! નારાયણ!!

ભાસ્કરઃ— હે પ્રભો ! આપની આજ્ઞા મારે શિરસાવંદ્ય છે. ભલે ! બધા બ્રાહ્મણો સાથે ભિક્ષા માટે પધારો.

એમ કહી તેણે મનમાં વિચાર કર્યો કે કોણ જાણે ભગવાનને આ નિમિત્તે શી લીલા કરવી હશે. એમ વિચારી ફરીથી હાથ જોડી તેણે કહ્યું કે હે નાથ ! મારી તો બ્રાહ્મણો હાંસી કરે છે. મારા બોલાવવાથી એ આવે એમ નથી. એ સાંભળી શ્રીગુરુએ બીજા એક જણાને કહ્યું કે જા અને મારી આજ્ઞાથી તું બધાને જમવા માટે બોલાવી લાવ.

શિષ્ય ઝટપટ સંગમે પહોંચી ગયો અને બ્રાહ્મણોને શ્રીગુરુની આજ્ઞા કહી. બધા બ્રાહ્મણો સ્નાનાદિકથી પરવારી તરત જ મઠમાં આવ્યા.

આજ્ઞા લઈ પતરાળાં માંડયાં કે તરત જ શ્રીગુરુએ ભાસ્કરને રસોઈ પોતાની પાસે લાવવાની આજ્ઞા કરી.

ભાસ્કરે તે પ્રમાણે કર્યું એટલે શ્રીગુરુએ પોતાની છાટી આપી પાક ઉપર ઢાંકવા કહ્યું, તેના પર મંત્ર બોલીને પ્રોક્ષણ કર્યા પછી ભાસ્કરને આજ્ઞા કરી કે હવે આ વસ્ત્ર તળેથી રસોઈ લઈને પીરસવા માંડ. છાટી તળેથી જુદાં જુદાં વાસણોમાં જુદી જુદી વાનીઓ ભરી ભરીને ભાસ્કરે પીરસવા માંડયું.

બ્રાહ્મણો તો આ જોઈ આશ્ચર્યથી ચકિત જ થઈ ગયા. શ્રીગુરુની આજ્ઞાથી બીજાઓ પણ પીરસવા માટે ઊઠયા. બધાને પીરસણ ફરી વળ્યું એટલે શ્રીગુરુની જય બોલાવી. શ્રીગુરુ સાથે બધાંએ જમવાનું શરૂ કર્યું. છાટી તળેથી અન્ન લઈ લઈને બધા ખૂબ ઉત્સાહથી પીરસવા લાગ્યા. ઘીના તો રેલા ચાલ્યા પણ કેમે કરી કાંઈ ખૂટે નહિ.

ભાસ્કરે બધાની પ્રાર્થના કરીને કહ્યું કે

ક્ષમા કરો વિલંબની, થાક્યા છો સહુ આપ,
માગી લેશો જોઈતું; જમો સ્વસ્થ નિસ્તાપ. અ ૯૨. ૫૭

એમ કહી બધાને શાકપાન, ઘી, પકવાન્ન, રાઈતા વગેરે ખૂબ ભાવથી પીરસવા લાગ્યો. છેવટે બ્રાહ્મણો જમી જમીને થાકી ગયા અને તૃપ્ત થઈ હાથ મોં સાફ કરી એંઠાં પતરાળાં ફેંકી દઈ સર્વ જગ્યા સાફ કરી. ભાસ્કરે મુખવાસ માટે દરેકને પાનસોપારી આપ્યાં અને હાથ જોડી શ્રીગુરુ સામે જોયું એટલે શ્રીગુરુએ કહ્યું કે ગામમાં જઈ આ બ્રાહ્મણોનાં સ્ત્રીપુત્રાદિ જે કોઈ બાકી હોય તેમને બધાંને બોલાવી લાવ.

ભાસ્કર ગામમાં જઈ બ્રાહ્મણવાડામાંથી તમામ બાકી

રહેલાંઓને તેડી લાવ્યો ને તેમને જમાડી તૃપ્ત કર્યાં. પછી શૂદ્રો તેમજ અંત્યજો પણ તૃપ્ત થયા એટલે શ્રીગુરુએ કહ્યું કે હવે ગામમાં સાદ પડાવો કે જે કોઈ બાકી હોય તે બધા જમી જાવ.

પ્રાણીમાત્ર કોઈ ભૂખ્યું નથી એવી ખાત્રી કર્યા પછી શ્રીગુરુએ ભાસ્કરને કહ્યું કે હવે તું પણ જમી લે. તેના જમી રહ્યા બાદ શ્રીગુરુએ તેને કહ્યું કે અંદર જોઈને કહે કે હવે કેટલું અન્ન બાકી રહ્યું છે. ભાસ્કરે તપાસ કરી કહ્યું કે હે પ્રભો! પહેલાં જે ત્રણ માણસ જેટલી રસોઈ કરી હતી તેટલીજ બાકી રહી છે.

શ્રીગુરુએ ભાસ્કરને આજ્ઞા કરી કે હવે વધેલી રસોઈ બધી નદીમાં નાંખી દે જેથી જલચરો પણ તૃપ્ત થાય.

ભાસ્કરે એ પ્રમાણે કર્યું. ત્રણ માણસની રસોઈમાં હજારો માણસો જમેલાં જોઈ બ્રાહ્મણમંડળ તો આભું જ બની ગયું અને બધા અંદરઅંદર કહેવા લાગ્યા કે મહાભારતમાં કથા છે કે દુર્વાસા ઋષિ પાંડવોને ત્યાં શિષ્યો સાથે આવ્યા ત્યારે દ્રૌપદીની પ્રાર્થનાથી શ્રીકૃષ્ણ ભગવાને નહિ જેવા અન્નકણથી બધાને તૃપ્ત કર્યા હતા એ સાંભળેલી વાત આ ભાસ્કરના બનાવથી આપણે આજે પ્રત્યક્ષ જોઈ છે. માટે શ્રીગુરુ નરસિંહસરસ્વતી જરૂર દત્ત ભગવાનનો અવતાર છે. એમણે અન્નપૂર્ણા સ્મરી હશે, નહિ તો આવું ક્યાંથી બને? એમ શ્રીગુરુની ઉજ્જવલ કીર્તિનાં ગાન કરતા બધા પોતપોતાને ઘેર વેરાઈ ગયા.

શ્રીગુરુની આશિષ મેળવી ભાસ્કર સ્રીપુત્રાદિક સાથે સુખી થઈ ગુરુભજનમાં કાળનિર્ગમન કરવા લાગ્યો.

— ० —

# ૧૮. વંધ્યાને પુત્રદાન

જેનો નિશ્ચય જેહવો, તેને સિદ્ધિ તેમ,
અનન્ય નિષ્ઠાથી ભજો નિષ્કપટે ગુરુ એમ. અ. ૯૩ ૧૫૮

બ્રાહ્મણ કુળમાં ભૂષણ સમાન સોમનાથ નામે એક બ્રાહ્મણ ગાણગાપુરમાં રહેતો હતો. તે વેદશાસ્ત્રમાં પ્રવીણ હતો અને હંમેશાં પોતાના નિત્યકર્મમાં મચ્યો રહેતો. તેને ગંગા નામની એક પવિત્ર અને પતિવ્રતા સ્ત્રી હતી. તેને સાઠ વરસ થઈ ગયા તોપણ સંતતિ થઈ નહિ તેથી આખા ગામમાં હરકોઈ તેને વાંઝણી તરીકે ઓળખતું.

તે હરહંમેશ પતિને દેવ માની તેની પ્રેમપૂર્વક સેવા કરતી અને નિત્ય શ્રીગુરુના દર્શને આવી ભાવથી ધૂપ, દીપ, આરતી વગેરેથી શ્રીગુરુનું પૂજન કરતી

આ પ્રમાણે કેટલોક સમય વીતી ગયો. એક દિવસ શ્રીગુરુની તેના પર કૃપાદૃષ્ટિ થતાં તેમણે પૂછ્યું કે હે સાધ્વી ! તું રોજ રોજ આ ધૂપ, દીપ વગેરેથી પૂજનનાં કષ્ટ શા કારણથી ઉઠાવે છે ? તારા મનમા શી ઇચ્છા છે ? તારી મનની વાત તું વિના સંકોચે મને કહે. તારી ઈચ્છા દેવ જરૂર પૂરી પાડશે.

શ્રીગુરુના આવા અમૃત વેણ સાંભળી બ્રાહ્મણી બોલી કે હે પ્રભો ! શાસ્ત્ર કહે છે કે જેને પેટે પુત્ર નથી તેનું કદી કલ્યાણ થતું નથી. વળી વાંઝણીનું મોં પણ કોઈ જોવા ઈચ્છતું નથી. જેના ઘરમાં પુત્ર નથી તેનું ઘર સ્મશાન જેવું ભયાનક છે. હે દેવ ! મારાં સાઠે વરસ પુત્ર વિના પાણીમા ગયાં હવે વધુ જીવવાની ઈચ્છા નથી; પણ મારો

બીજો જન્મ સારે ઠેકાણે થાય અને ત્યાં તો હું પુત્ર પામું એવું વરદાન આપવાની કૃપા કરો. બીજું શું કહું ?

શ્રીગુરુ હસીને બોલ્યા કે બીજો જન્મ કોણે જોયો ? ત્યાં તને સ્મરણ રહે કે ના પણ રહે. તું નિત્ય ભક્તિભાવથી મારૂં પૂજન કરે છે તેથી હું પ્રસન્ન થયો છું. માટે જા, મારૂં વરદાન છે કે આ જન્મે જ તને કન્યા અનેપુત્રની પ્રાપ્તિ થશે.

શ્રીમુખે આવો વર પામી બ્રાહ્મણી રાજી રાજી થઈ ગઈ અને પગે લાગી વંદન કરીને બોલી કે આપનું વચન હું વધાવી લઉં છું. પણ મને તો અટકાવ પણ ઘણા વખતથી નથી આવતો. જાત જાતનાં વ્રત પણ કરી ચૂકી. પીપળાનું પૂજન હું હંમેશાં કરૂં છું. પણ અત્યાર સુધી મને કાંઈ પ્રાપ્તિ થઈ નહિ; છતાં આશા છે કે આવતા જન્મે પણ મને પુત્ર થશે. પરંતુ હે દેવ! હવે તો આપ પ્રસન્ન થયા એટલે મને ચોક્કસ ખાત્રી છે કે હું પુત્રનું સુખ જોવા ભાગ્યશાળી થઈશ. મેં મૂખીંએ આશામાં ને આશામાં અશ્વત્થની સેવા કર્યા કરી ને નાહક કષ્ટ સહન કર્યાં. કેવી મૂર્ખી ! ઝાડ તે કાંઈ દીકરો આપતું હશે ?

શ્રીગુરુઃ–હે બ્રાહ્મણી ! અશ્વત્થપૂજનની નિંદા મા કર.

વસું તત્ર અશ્વત્થ પર નિત્ય હું સતી જાણ;
માટે મત્સદ એહનું કર અર્ચન તું માન. અ. ૯૩. ૩૮

અશ્વત્થ કેવળ કલ્પવૃક્ષ છે. એનું પૂજન પુણ્ય વધારનારૂં છે. એની પરિક્રમા જેવું તપ નથી. પુરાણોમાં એનું ખૂબ માહાત્મ્ય છે. માટે શ્રદ્ધાથી તું એનું જ સેવન કર. ભીમા અમરજા સંગમ પર જે અશ્વત્થ છે ત્યાં મારો

નિત્ય વાસો છે, માટે જ તું ત્યાં જા અને મારા વચનથી હું બતાવું તે પ્રમાણે એની સેવા કર.

એમ કહી શ્રીગુરુએ તેને અશ્વત્થમહિમા અને પૂજન-વિધિ કહી સંભળાવ્યાં.

બ્રાહ્મણી સંગમ પર જઈને શ્રીગુરુએ બતાવ્યા મુજબ અશ્વત્થનું પૂજન પરિક્રમા કરવા લાગી. અને તેજ રાતે તેને સમણુ આવ્યું. સમણામા એક બ્રાહ્મણે આવી તેને આશીર્વાદ આપ્યો કે તારી ઇચ્છા પૂરી થશે. તું ગાણુગાપુર જા અને ભક્તિપૂર્વક શ્રીગુરુની પ્રદક્ષિણા કરી વંદન કર અને શ્રીગુરુ જે આપે તે ભક્ષણ કર એટલે તારી મનઃકામના પૂર્ણ થશે.

એવું સ્વપ્ન જોઈ બ્રાહ્મણી જાગી ઊઠી અને સ્નાન પૂજનાદિથી પરવારી શ્રીગુરુ પાસે આવી પરિક્રમા કરી વંદન કરીને હાથ જોડી ઊભી રહી. શ્રીગુરુએ તેને બે ફળ આપતાં કહ્યુ કે હે સતી ! આનું ભક્ષણ કર અને સુખે ઘેર જઈ વ્રત પૂરૂં કરી પારણા કર. તને જરૂર પુત્રપુત્રી થશે. શ્રીગુરુની આજ્ઞા લઈ બ્રાહ્મણી પોતાને ઘેર આવી, અને પારણાં કરી બ્રાહ્મણોને દાન દક્ષિણા આપી ગુરુપ્રસાદનાં ફળ ભક્ષણ કર્યાં.

તે દિવસે રાત્રે ઘણે વરસે તે છેટી બેઠી. યથાશાસ્ત્ર ઋતુનિયમ પાળી ચોથે દિવસે સ્નાનાદિકથી શુદ્ધ થઈ તેણે દૂરથી ગુરુનાં દર્શન કર્યાં. પાંચમે દિવસે હંમેશની માફક પોતાના પતિની સાથે આવી તેણે શ્રીગુરુનું પૂજન વગેરે કર્યું અને ભાવથી પગે લાગી. શ્રીગુરુએ આશીર્વાદ આપ્યો કે " પુત્રવતી થા ".

શ્રીગુરુનો આશીર્વાદ પામી બ્રાહ્મણી ઘેર આવી. વખત જતાં તેને ગર્ભ રહ્યો. સોમનાથે યથાશાસ્ત્ર પુંસવનાદિક સંસ્કાર કર્યા. સાઠ વરસની જન્મવંધ્યાને ભારે પગે જોઈ લોકના આશ્ચર્યનો પાર ન રહ્યો.

નવ માસ પૂરા થતાં શુભ દિવસે અને શુભ ચોઘડિયે બ્રાહ્મણીએ કન્યાને જન્મ આપ્યો. માતાપિતાના આનંદનો પાર ન રહ્યો. વૃદ્ધિ પૂરી થતાં તેઓ કન્યાને લઈ શ્રીગુરુનાં દર્શન માટે આવ્યાં. કન્યાને પગે લગાડી બંનેએ શ્રીગુરુને અનન્ય પ્રેમથી દંડવત્ પ્રણામ કર્યા.

શ્રીગુરુએ કન્યાને હાથમાં લીધી અને બધાંને તેનું ભવિષ્ય કહેવા લાગ્યા કે આ પૂર્ણ સૌભાગ્યવતી અને પુત્રપૌત્રયુક્ત થશે. આનું લગ્ન એક ચતુર્વેદવેત્તા જ્ઞાની અને પવિત્ર બ્રાહ્મણ સાથે થશે. તેમજ એના કુળમાં અખંડ ઐશ્વર્ય રહેશે. આ કન્યા પુણ્યશાળી અને પવિત્ર પતિવ્રતા તરીકે પ્રસિદ્ધ થશે. એની ખ્યાતિ સાંભળી દક્ષિણ દેશથી કોઈ રાજા એના દર્શને આવશે.

એમ કહી શ્રીગુરુ બ્રાહ્મણીને કહેવા લાગ્યા કે આજ પ્રમાણે તને એક પુત્ર પણ જરૂર થશે. પણ બોલ કે સો વરસ જીવે એવો મૂર્ખ પુત્ર જોઈએ કે થોડું જીવનાર જ્ઞાની અને સદ્ગુણી?

બ્રાહ્મણી બે હાથ જોડી કહેવા લાગી કે હે પ્રભો! મૂર્ખ પુત્રથી શો ફાયદો? આપની આશિષથી જે પુત્ર થાય તે સારો જ્ઞાની અને વળી પાંચ પુત્રોનો પિતા થાય એવું વરદાન આપો.

ભક્તવત્સલ શ્રીગુરુએ "તથાસ્તુ" કહી આશીર્વાદ

આપ્યો અને પતિપત્ની પગે લાગી આનંદથી પોતાને ઘેર આવ્યાં. શ્રીગુરુના વચન પ્રમાણે વખત જતાં તેમને ત્યાં પુત્રજન્મ થયો અને તે મોટો થતાં તેને પાંચ પુત્રો પણ થયા. કન્યાનું ભવિષ્ય પણ કહ્યા પ્રમાણે સાચું નીવડયું. તેના પતિએ સોમયાગ કર્યો અને ચારે દિશામાં તેની કીર્તિ ફેલાઈ.

આવા આવા ચમત્કારોથી શ્રીગુરુનું નામ ચારે દિશામાં ગાજી ઊઠયું ને તેમનાં દર્શને લોકનાં વધારે ને વધારે ટોળાં આવવા લાગ્યાં.

---

## ૧૯. વિપ્રકુષ્ઠહરણ

શિષ્યોને તારક અહીં ગુરુવચન નિર્ધાર,
હોય ભાવના શુદ્ધ તો પામે ફળ તત્કાળ. અ. ૯૪. ૪૨

એક વખત ગાણગાપુરમાં એક ભાર્ગવ ગોત્રી નરહરિ નામનો બ્રાહ્મણ આવી પહોંચ્યો. તેને આખે શરીરે કોઢ હતો. શ્રીગુરુપદે વંદન કરી હાથ જોડી તે વિનંતિ કરવા લાગ્યો કે હે પ્રભો ! આપનુ નામ સાંભળીને હું આપને શરણે આવ્યો છું. આ સંસારમાં મારું જીવન પથ્થરથીએ ભૂંડું છે. કારણ કે મેં યજુર્વેદની આપસ્તંબ શાખાનું સંપૂર્ણ અધ્યયન કર્યું છે. છતાં પણ બ્રાહ્મણો મને કોઢીલો કહી મારું અપમાન કરે છે અને જ્યાં ત્યાં મારી નિંદા થાય છે. સવારમાં મારું મોં પણ કોઈ જોતું નથી. કોઈ જમવા માટે પણ નથી બોલાવતું. ગયા જન્મમાં મેં કોણ જાણે કેટલાંય પાપ કર્યાં હશે, જેનું ફળ હું આમ ભોગવી રહ્યો છું. હું જીવનથી કંટાળી ગયો છું. અનેક તીર્થો ફર્યો અને જપ, તપ, દવાદારૂ વગેરે કેટલાય ઉપાય કર્યા, પણ

મારો કોઢ ન મટ્યો. આખરે

નિશ્ચય કરી આવ્યો ઇહાં, કર કરુણા ગુરુદેવ;
નહિ તો પ્રાણ ત્યજુ હવે ત્વત્પદમાં તતખેવ! અ. ૯૪. ૧૨

તેનાં દીન વચન સાંભળી શ્રીગુરુને દયા આવી અને તેમણે કહ્યું કે જો તારો નિશ્ચય અડગ હોય તો ભલેને પાપનો મોટો [1]ઓઘ વળેલો હોય તોપણ તું ચિંતા કરીશ નહિ. તારો કોઢ જરૂર મટી જશે. હું કહું તે ઉપાય કર.

એટલામાં જ એક બ્રાહ્મણ ઔદુંબરનું એક જૂનું સૂકું લાકડું માથે મૂકીને બાળવા માટે ત્યાં થઈને લઈ જતો હતો તેને જોઈને શ્રીગુરુએ પેલા કુષ્ઠીને કહ્યું કે એ કાષ્ઠ તું લે અને સંગમ પર જઈ ભીમાતટે પૂર્વમાં એને ઝાડની માફક રોપ. પછી સ્નાન કરી સંગમેશ્વર મહાદેવ અને અશ્વત્થનું વિધિસર પૂજન કર. પછી ફરીથી સંગમમાં સ્નાન કરી બે લોટા પાણી ભરી મારા વચનથી એ સૂકા કાષ્ઠનું સિંચન કર હંમેશાં ત્રિકાળ એકનિષ્ઠાથી એ પ્રમાણે કર. જે દિવસે એ કાષ્ઠને અંકુરો ફૂટશે ત્યારે તું શુદ્ધ થઈશ અને તારો કોઢ મટી જઈ શરીર એકદમ સુંદર બની જશે.

ગુરુની આજ્ઞા માથે ચઢાવી સૂકું લાકડું લઈ બ્રાહ્મણ સંગમે ગયો અને તેને કહ્યા પ્રમાણે રોપી ઉપવાસ કરી દૃઢ ભક્તિથી ત્રિકાળ સિંચન કરવા લાગ્યો. એમ કરતાં સાત દિવસ થઈ ગયા. લોકો તેને એમ કષ્ટ ઉઠાવતો જોઈ મશ્કરી કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે ભલા માણસ! સૂકા લાકડાનું તે કદી ઝાડ થતું હશે? તારું તકદીર ફૂટેલું છે. માટે જ શ્રીગુરુએ તને આ લાકડું બઝાડ્યું છે. નહિ

૧. ઢગલો.

તો શ્રીગુરુ તો સાક્ષાત્ દેવ છે. દૃષ્ટિમાત્રે તારો રોગ દૂર કરી શકે એમ છે. આ લાકડા સાથે બળી મરીશ તોય એને અંકુર ફૂટવાના નથી. નાહક શરીર શામાટે કષ્ટાવે છે?

આવી લોકવાણી સાંભળી બ્રાહ્મણ બોલ્યો કે ભલે તમે બધા તેમ માનો! પણ મને તો ગુરુવચન પર સંપૂર્ણ વિશ્વાસ છે. એમનું વચન કદી અસત્ય થયું જોયું કે સાંભળ્યું છે? મને ખાત્રી છે કે આનો જ ઔદુંબર થશે. ભલેને તેમ થતાં આખી જીંદગી પૂરી થાય તોય શું થયું?

એનો નિશ્ચય જોઈ શિષ્યો બધા વિસ્મિત થઈ ગયા. એક દિવસ તેમણે શ્રીગુરુને પૂછયું કે આપે તો કોઢીલાને સૂકું લાકડું બઝાડયું પણ એ તો વચન પર વિશ્વાસ રાખી સાત દિવસથી ઉપવાસ કરી પાણી સિંચ્યે જ જાય છે. અમે એને ઘણું ના કહ્યું પણ એ માનતો નથી અને કહે છે કે મારે લાકડા સાથે શું કામ છે? શ્રીગુરુનું વચન જ ફળવાનું છે. એમના વચનની લાજ એમને છે. મારૂં શું જવાનું છે?

શિષ્યોનાં વચન સાંભળી શ્રીગુરુ બોલ્યા કે જેની જેવી ભાવના તેને તેવું ફળ. સચ્છિષ્યને માટે શ્રીગુરુવાક્ય એજ એક તરવાનું સાધન છે. એ બ્રાહ્મણની નિષ્ઠાને ધન્ય છે!

એમ કહી શ્રીગુરુ સંગમે આવ્યા અને નિત્યકર્મથી પરવારી તે કુષ્ઠી પાસે ગયા. એની દૃઢ નિષ્ઠા જોઈ તેમના આનંદનો પાર ન રહ્યો. તેઓ તેના પર પ્રસન્ન થયા અને પોતાના કમંડલનું પાણી એ શુષ્ક કાષ્ઠ ઉપર છાંટી આપ્યું. તરત જ બધાંના આશ્ચર્યની વચ્ચે એ સૂકા લાકડાને પલ્લવ ફૂટયાં અને પારસમણિના સ્પર્શથી લોઢાનું સોનું બની જાય તેમ શ્રીગુરુની સુધાદૃષ્ટિથી એ સૂકા ઠુંઠાનો ઔદુંબર થયો!

બ્રાહ્મણનો કોઢ પણ તત્ક્ષણે જ અદૃશ્ય થયો અને એનું શરીર તપેલા સુવર્ણ જેવું સુંદર બન્યું. હરખઘેલો તે શ્રીગુરુ પાસે દોડી આવ્યો અને ભાવથી પ્રણામ કરી ગળગળો થઈ સ્તુતિ કરવા લાગ્યો. શ્રીગુરુએ તેને માથે હાથ મૂકી અભયદાન આપ્યું અને તેને લઈ અન્ય શિષ્ય સાથે મઠમા આવ્યા.

આમ કોઢથી મુક્ત થએલા બ્રાહ્મણને સાથે લઈ શ્રીગુરુ મઠમાં પધારે છે એવું સાંભળી ગામલોક આશ્ચર્ય-ચકિત થઈ પૂજાપો લઈ સામે ધાયા અને શ્રીગુરુ મઠમાં આવી આસન પર બેઠા એટલે મંગલ આરતી સાથે બધાએ તેમનું પૂજન કર્યું. બધે એક જ આનંદ વર્તી રહ્યો. પેલા કુષ્ઠમુક્ત બ્રાહ્મણે બધા બ્રાહ્મણોને ઈચ્છાભોજન આપી તૃપ્ત કર્યા. શ્રીગુરુએ એને પ્રેમથી પાસે બોલાવી માથે હાથ મૂકી વરદાન આપ્યું કે–

## ૨૦. સાયંદેવની કસોટી

ગુરુસેવા જે આદરે કરે, થાય તે પાર;
ક્યાંથી તેને દુઃખ ? એ સદા સુખી નિર્ધાર. અ. ૯૫. ૪૭

પૂર્વે ગોદાવરીકિનારે શ્રીગુરુએ સાયંદેવ નામના બ્રાહ્મણને ક્રૂર યવન બાદશાહના કોપમાંથી છોડાવ્યો હતો અને બાર વરસ પછી દર્શન આપવાનું વરદાન આપ્યુ હતું તે સાયંદેવ શ્રીગુરુની કીર્તિ દશે દિશામાં ગાજી રહેલી સાંભળી શ્રીના દર્શન માટે ગાણગાપુર આવ્યો.

દૂરથી ગાણગાપુર દૃષ્ટિએ પડતાં જ ડગલે ડગલે સાષ્ટાંગ દંડવત્ કરતો કરતો શ્રીગુરુ પાસે મઠમાં આવીને તેણે સાષ્ટાગ પ્રણામ કર્યા અને માથાના કેશ વડે શ્રીપ્રભુપદની ધૂળ સાફ કરી પ્રેમથી ચરણસ્પર્શ કર્યો અને ભાવપૂર્વક પ્રાર્થના કરી.

શ્રીગુરુએ તેને વરદાન આપ્યુ કે તારા વંશજો મારા ભક્ત થશે. તું સંગમ પર જઈ સ્નાન કર અને અશ્વત્થનુ પૂજન કરી જમવા માટે આવ.

ભોજનથી પરવાર્યા બાદ શ્રીગુરુ સાયંદેવને પાસે બેસાડી પૂછવા લાગ્યા કે તારૂ કેમ ચાલે છે ? બધાં ખુશી આનંદમાં છે ને ? હાલ તું ક્યાં રહે છે ? તારાં સ્ત્રીપુત્રો વગેરે ક્યાં છે ?

શ્રીગુરુની કૃપાદૃષ્ટિ જોઈ સાયંદેવ ભક્તિથી નમ્ર થઈ કહેવા લાગ્યો કે હે પ્રભો ! આપનાથી શું અજાણ્યુ છે ? આપની આશિષથી ઉત્તરકાંચીમાં સુખચેનથી દિવસો પસાર કરીએ છીએ. ઘરનો તમામ કારભાર પુત્રો જુએ છે એટલે એ તરફથી હુ નિશ્ચિંત છું. મારી એવી ઇચ્છા છે કે સેવા કરતો હું અહીં જ નિવાસ કરૂં. તેનાં વચન સાંભળી શ્રીગુરુ કહેવા લાગ્યા

કે તું માને છે તેટલી મારી સેવા સહેલી નથી. કારણકે હું એક જ સ્થળે રહેતો નથી. કદી ગામમાં, કદી અરણ્યમાં એમ ફાવે ત્યાં આત્માનંદમાં મસ્ત પડી રહું છું. મારી સાથે રહેવામા તને ઘણાં કષ્ટ સહન કરવાં પડશે.

સાયંદેવ વંદન કરી બોલ્યો કે હે પ્રભો! હું શરણાગત છું માટે મારો અંગીકાર કરો. મારો દૃઢ વિશ્વાસ છે કે શ્રીગુરુની સેવા કરનારનું જરૂર કલ્યાણ થાય છે.

શ્રીગુરુએ તેનો ભાવ અને ટેક જોઈને કહ્યું કે ભલે! તારો એવો નિશ્ચય હોય તો મને કંઈ વાંધો નથી.

એમ સાયંદેવ શ્રીગુરુની સેવામાં રહ્યો. સેવા કરતાં કરતાં ત્રણ માસ સહેજમાં વીતી ગયા. એક દિવસે શ્રીગુરુ બધા શિષ્યોને પાછા મોકલી એકલા સાયંદેવને સાથે રાખી સંગમ પર આવ્યા. આજે સાયંદેવની કસોટી થવાની હતી.

અશ્વત્થ તળે બેસીને બને જણ વાતો કરવા લાગ્યા એટલામાં સૂર્યનો અસ્ત થયો. આકાશમાં એકાએક વટોળીઓ ચઢી આવ્યો અને ઝાડોનાં ઝાડો મૂળમાથી ઊખડી જવા લાગ્યાં. ધૂળના ગોટેગોટાથી આકાશ ભરાઈ ગયું અને જોતજોતામાં તો મૂશળધાર વરસાદ પડવા લાગ્યો. રાત પડી હતી. કોઈ કોઈનું મોં જોઈ શકાય એટલો પણ પ્રકાશ ન હતો. સાયંદેવ શ્રીગુરુ પાસે ઊભો રહી ટાઢ અને વરસાદ સહન કરતો શ્રીગુરુને માથે આડું વસ્ત્ર રાખી વરસાદની ઝડી ખાળવા પ્રયત્ન કરી રહ્યો હતો. બે પહોર આમ વરસાદનું તોફાન ચાલ્યુ ને ત્યારબાદ જોસભેર ઠંડો હિમ જેવો પવન ફૂંકાવા લાગ્યો.

શ્રીગુરુએ સાયંદેવને કહ્યું કે આજે તો ઘણી ટાઢ ચઢી ગઈ છે માટે ગામમાં જઈને શરીર શેકવા માટે દેવતા લઈ આવ.

સાયદેવ શ્રીગુરુની આજ્ઞા માથે ચઢાવી તરત જ ગામમાં અગ્નિ લેવા માટે ચાલ્યો. શ્રીગુરુએ હસીને સૂચના કરી કે આડુંઅવળું જોયા વગર સીધો ગામમાં જઈ દેવતા લઈ આવજે.

રસ્તો ગાઢ અંધારાથી છવાઈ ગએલો. કયી દિશાએ જવાથી ગામ આવશે તેનો કંઈ નિશ્ચય થઈ શકે તેમ ન હતું. માથે વરસાદ વરસ્યા કરે. ઠંડા પવનથી શરીર ધ્રૂજી રહેલું. જેમ તેમ કરી વિજળીના ક્ષણિક ચમકારે રસ્તાની અટકળ બાંધી શ્રીગુરુનું ધ્યાન ધરતો ધરતો શિષ્ય ગાણગાપુરને દરવાજે આવી પહોંચ્યો. દ્વારપાળને વાત કરી અગ્નિ માગ્યો. દ્વારપાળે તરત જ વાસણમા અગ્નિ આપ્યો.

અગ્નિ લઈને સાયંદેવ પહેલાંની માફક ચાલી રહ્યો છે એટલામાં તેના મનમાં વિચાર આવ્યો કે શ્રીગુરુએ મને બાજુએ જોવાની ના પાડી છે તેનું કારણ શું હશે? એમ વિચારી તેણે જમણી બાજુ જોયું તો એક ભયંકર નાગ તેની પાછળ દોડતો જોયો. બ્રાહ્મણ બીધો અને જ્યાં ડાબી પાસ દોડવા જાય છે કે ત્યાં પણ બીજો તેટલો જ ભયંકર નાગ જોયો. ગભરાટથી બ્રાહ્મણ રસ્તો મૂકી નાગથી છૂટવા માટે શ્રીગુરુનું સ્મરણ કરતો જંગલમાં દોડ્યો. તેણે જોયું તો એ આડવાટે પણ નાગ તેની પાછળ જ હતા.

જેમ તેમ હિંમત રાખી તેણે રસ્તો માપ્યા કર્યો. છેવટે સંગમસ્થાન આવી પહોંચ્યું. તેણે દૂરથી જોયું તો શ્રીગુરુની આસપાસ હજારો દીવાઓ બળી રહ્યા છે અને સેંકડો બ્રાહ્મણો જોરથી વેદઘોષ કરી રહ્યા છે.

એ દૃશ્યથી વિસ્મય પામી તે શ્રીગુરુ પાસે ગયો તો ત્યાં શ્રીગુરુને એકલા જ બેઠેલા જોયા. આથી તો તે એકદમ

દિઙ્‌મૂઢ બન્યો. જેમ તેમ શ્રીગુરુની પાસે જઈ અગ્નિ સળગાવીને તે બીતો બીતો શ્રીગુરુને પગે લાગ્યો. એટલામાં તો પેલા સાપ પણ આવી પહોંચ્યા અને શ્રીગુરુને પગે નમન કરી ચાલ્યા ગયા. બધું જોઈ બ્રાહ્મણ તો ફફડી જ ઊઠ્યો. શ્રીગુરુ તેને પૂછવા લાગ્યા કે તું કેમ બીન્યો ? મેં જ તારૂં રક્ષણ કરવા માટે એ સાપ મોકલ્યા હતા. હવે બીશ નહિ. મારી સેવા કેટલી કઠણ છે તે જોયું ? માટે પહેલેથી વિચાર કરીને જ ગુરુસેવાનો સ્વીકાર કરવો.

એમ ગુરુભક્તિ વિષે અનેક વાતો કરતાં રાત્રી પસાર થઈ અને પ્રભાત થઈ સૂર્યનો પણ ઉદય થયો. સાયંદેવના અંતઃકરણમાંથી પણ અજ્ઞાનરૂપ રાત્રીનું અંધારૂં નાશ પામ્યું ! શ્રીગુરુકૃપાથી જ્ઞાનસૂર્યનો ઉદય થયો. તેના ભક્તિભાવથી પ્રસન્ન થઈ શ્રીગુરુએ કહ્યું કે હે સાયદેવ ! તું મારો ભક્ત છે. તારૂં કલ્યાણ થાઓ ! મારી સેવા કરવાની જો તારી ઇચ્છા જ હોય તો મ્લેચ્છની નોકરી છોડી દે અને સ્ત્રીપુત્રાદિને અહીં લાવી દર્શન કરાવ.

સાયંદેવને આ પ્રમાણે કહી શ્રીગુરુ મઠમાં ગયા. ગુરુ-આજ્ઞા માથે ચઢાવી સાયંદેવ ઘેર ગયો અને સ્ત્રીપુત્રાદિને લઈ આવી પગે લગાડયાં, તથા પોતે ગળગળો થઈ સાષ્ટાંગ નમન કરી સ્તુતિ કરવા લાગ્યો કે

બ્રહ્મા હરિહરરૂપ તું જગદ્‌ગુરુ સાક્ષાત્‌!
દેખાએ નરવત્‌ અહા ! લહે પાર કો, તાત ? અ. ૯૬. ૫૬

× × ×

માનસસર જઈ કાગડો થાય હંસવો જાણ;
તેમ અમે ત્વદ્દર્શને થયાં પુનિત સહુ માન. અ. ૯૬. ૬૧

એનો ભક્તિભાવ જોઈ શ્રીગુરુ એને પ્રેમથી પાસે બેસાડી સુખદુઃખની વાતો પૂછવા લાગ્યા. સાયંદેવના મોટા પુત્ર નાગનાથના માથે હાથ મૂકી કહેવા લાગ્યા કે સાયદેવ ! આ તારો મોટો પુત્ર આયુષ્યવાન થશે અને મારો ભક્ત થશે. વંશવિસ્તાર પણ એનાથી જ થશે અને તારા વંશમાં લક્ષ્મીનો અખંડ વાસો રહેશે પણ હવેથી તારે મ્લેચ્છની નોકરી કરવી નહિ, નહિ તો તારૂં અધઃપતન થશે •

આ તારી સ્ત્રી પણ પતિવ્રતા છે. એને ચાર પુત્ર થશે. એમાં પણ આ તારો મોટો પુત્ર નાગનાથ નામ કાઢશે અને એની કીર્તિ દેશદેશાતરમાં ફેલાશે. માટે મ્લેચ્છનોકરી છોડી દઈ અહીં મારી સેવામાં રહે અને અખંડ ભજન કર.

શ્રીગુરુની આજ્ઞા લઈ વંદન કરી સ્ત્રી વગેરેને લઈને સાયંદેવ પોતાને ગામ ગયો અને બધાંને ત્યાં મૂકી પાછો. આવી શ્રીગુરુની સેવામાં રહ્યો અને શુદ્ધ થઈ અંતે મોક્ષ પદને પામ્યો.

---

## ૨૧. ભક્ત તંતુક

ગુરુરૂપ નગ્નત્ અહીં, જાણે વિરલા કોક,
બીજા અથડાઈ મરે પૂજી પથ્થર રોક અ. ૯૮ ૩૮

વણકર જાતિમાં તંતુક નામે એક સેવક શ્રીગુરુનો અનન્ય ભક્ત હતો. તે ઘરકામથી પરવારી હંમેશાં ત્રીજે પહોરે આવી વાળીઝૂડી આંગણું સાફ કરી પાણી છાંટી પવિત્ર રાખતો અને શ્રીને વંદન કરી ઘેર જતો.

વખત જતાં મહાશિવરાત્રીના દિવસો આવ્યા. લોકો

શ્રીશૈલ ઉપર મલ્લિકાર્જુનના જ્યોતિર્લિંગની જાત્રાએ જવા તૈયાર થયા. તેમાં કેટલાક તંતુકના સંબંધીઓ પણ હતા. તેમણે તેને સાથે આવવા કહ્યું.

તંતુકે જવાબ આપ્યો કે નકામા શામાટે રખડવા જાઓ છો? શ્રીગુરુનું સ્થાન એ જ શ્રીશૈલ છે અને શ્રીગુરુ જ સાક્ષાત્ મલ્લિકાર્જુન છે. મારા મનમા એ વિષે શંકા નથી. માટે જવું હોય તો તમે ભલે જાવ! પણ મારે તો કાંઈ આવવુ નથી.

તંતુકના વચન સાંભળી લોકો તેને હસવા લાગ્યા અને એને મૂરખ માની બધા જાત્રાએ ગયા તંતુક નિત્યનિયમ પ્રમાણે આવી શ્રીગુરુને પગે લાગ્યો ત્યારે શ્રીગુરુએ પૂછ્યું કે કેમ રે! તારાં સગાંવહાલાં સાથે તું પણ જાત્રાએ કેમ ન ગયો?

તંતુક-હે પ્રભો! મારે મન આ જ શ્રીશૈલ છે.

ત્વચ્ચરણે સહુ તીરથો, નાના ક્ષેત્રો તેમ,
દોડે મૂરખા વ્યર્થ આ જોવા પથરા એમ'' અ. ૯૮. ૧૧

એમ કહીને વંદન કરી તે ઘેર ગયો.

મહા વદ ચૌદશે શિવરાત્રીનો દિવસ ઊગ્યો. તંતુક ઉપવાસ કરીને સંગમે જઈ સ્નાન કરી શ્રીગુરુ પાસે આવ્યો અને દંડવત્ કરી બે હાથ જોડી પાસે ઊભો રહ્યો.

શ્રીગુરુ.— તંતુક! બધા તો શ્રીશૈલે ગયા અને તું નહિ?

તંતુક —હે પ્રભો! આપના પગ સિવાય બીજું એકેય તીર્થ મેં જોયું નથી. બધાં જ તીરથો ને જાત્રા આપના ચરણમાં નિવાસ કરે છે

શ્રીગુરુ—(તેનું અંતર કળી જઈ) જો, હું તને અણઘડી શ્રીશૈલ બતાવું છું. આંખો મીંચી દે અને મારી પાદુકા જોરથી પકડ.

એમ કહી પ્રેમથી તેને પાસે બોલાવી પાદુકા પકડાવીને પલકવારમાં તેને શ્રીશૈલ પાસે પાતાળગંગાને કિનારે આણી મૂક્યો ને કહ્યું કે હવે આંખ ઊઘાડ ને આ શ્રીશૈલ જો!

તંતુકે આંખ ઉઘાડી તો સામે જ શ્રીશૈલ પર્વત દીઠો. તે ગાંડાની માફક બાવરો બની ચારે તરફ જોવા લાગ્યો અને મનમાં કહેવા લાગ્યો કે આ તે સ્વપ્ન છે કે સાચું? એટલામાં જ શ્રીગુરુએ કહ્યું કે હવે તું હજામત વગેરે કરાવી સ્નાન કરી મલ્લિકાર્જુનનુ દર્શન કરી આવ.

શ્રીગુરુની આજ્ઞાથી તે ક્ષૌર[1] માટે ગયો; ત્યાં તેણે પોતાના બંધુઓને જોયા. તેમણે પણ તેને જોયો અને કહેવા લાગ્યા કે અલ્યા! તું તો આવવાનો નો'તો ત્યારે અમારાથી છાનું રાખી આમ સંતાતો કેમ આવ્યો?

તંતુકઃ—હું આજે બપોરે જ નીકળ્યો છું અને સંગમ પર સ્નાન કરી શ્રીગુરુ સાથે આ હમણાં જ આવી પહોંચ્યું છું.

કેટલાક—એ તે કેમ બને? તું જૂઠું બોલે છે.

તંતુક બધું સાંભળી રહ્યો ને કશો જવાબ આપ્યો જ નહિ.

ક્ષૌર વગેરેથી પરવારી જતા એ મલ્લિકાર્જુનની પૂજા કરવા માટે મંદિરમાં ગયો કે એને ત્યાં શ્રીગુરુ વિના કાંઈ જ દેખાયુ નહિ. લિંગસ્થાને પણ એને શ્રીગુરુના જ દર્શન થયાં. શ્રીગુરુ બેઠેલા છે અને બધા એમનું જ પૂજન કરી રહ્યા છે! આવું દૃશ્ય જોઈ એ વિસ્મિત થયો અને ભાવથી

1. હજામત.

પૂજન અર્ચન કરી પ્રસાદ વગેરે લઈ હરખભેર શ્રીગુરુ પાસે દોડી આવ્યો.

શ્રીગુરુઃ— કેમ ! મલ્લિકાર્જુનનાં દર્શન કર્યાં ને ?

તંતુકઃ—હે પ્રભો ! ત્યાં તો બધી મેં વિચિત્ર જ લીલા જોઈ. મંદિરમાં મેં કોઈ સ્થળે શિવલિંગ જ જોયું નહિ. લિંગસ્થાને આપ જ હતા અને બધા લોકો આપનું જ પૂજન કરતા મેં જોયા. મને સમજાતું નથી કે આ મૂઢ લોકો આપ જેવા ઘરના દેવને છોડી આટલે દૂર શામાટે ટીચાતા હશે ?

પરમેશ્વર તું નિશ્ચયે ભાસે નરવત્ આંત;
દુષ્ટદૃષ્ટિને તાદૃશ કળે ન મહિમા ક્યાંય. અ. ૯૮. ૩૭

તારો મહિમા ન જાણી લોકો નાહક અહીં શ્રીશૈલ પર કૂટાઇ મરે છે !

શ્રીગુરુઃ— ઈશ્વર સર્વ સ્થળે છે; પણ સ્થાનમાહાત્મ્યને લીધે લોકો આવી જગ્યાએ આવે છે. સ્કંદપુરાણમાં મલ્લિકાર્જુનનું ખૂબ માહાત્મ્ય વર્ણવ્યું છે; માટે લોકોની નિંદા ન કર. ગાણગાપુરમાં કલ્લેશ્વરનું લિંગ છે તેને પણ મલ્લિકાર્જુન સમાન માની પૂજન કર અને એ જ રીતે સંગમ પર સંગમેશનું નિષ્ઠાથી પૂજન કરવાનું ચૂકીશ નહિ.

તંતુકઃ— હે પ્રભો ! આમ ભ્રમમાં ક્યાં નાંખો છો ?

કલ્લેશ્વર ને સંગમેશ કહે પૂજવા કેમ ?
વ્યાપક સઘળે એક તું સર્વસૂત્રધર તેમ. અ. ૯૮. ૧૦૬

મલ્લિકાર્જુનમાં પણ આપ જ હતા તો ? પછી બધે કાં રખડવું ?

શ્રીગુરુ (હસીને) :—થયું હવે ! વખત ન ગુમાવ. પહેલાંની માફક ફરીથી પાદુકા પકડ.

એમ કહી પાદુકા પકડાવી ક્ષણવારમાં તેને પાછો

સંગમસ્થાનમાં આણી મૂક્યો.

એ દરમ્યાન શ્રીગુરુને મઠમાં કે સંગમ પર ન જોવાથી ગામલોકો ચિંતા કરવા લાગ્યા કે પ્રભુ ક્યાં ગયા હશે? આમતેમ તપાસ કરતાં કોઈ ઠેકાણે તેમની ભાળ ન લાગી એટલે બધા ખિન્ન થઈ ગામમાં ગયા. એટલામાં તો તંતુકને લઈ શ્રીગુરુ સંગમે આવી પહોંચ્યા અને તંતુકને ગામમાં જઈ બ્રાહ્મણોને બોલાવી લાવવા આજ્ઞા કરી.

તંતુક ગામમાં પહોંચ્યો અને લોકને શ્રીની આજ્ઞા કહી સંભળાવી. તેઓ તેને માથે મુંડન જોઈ પૂછવા લાગ્યા કે આ ક્ષૌર વગેરે તેં કેમ કરાવ્યું છે? તંતુકે પોતે શ્રીગુરુ સાથે કેવી રીતે શ્રીશૈલની યાત્રા વગેરે કરી તે બધું કહી સંભળાવ્યુ અને ત્યાંથી આણેલો પ્રસાદ વગેરે પણ બતાવ્યો.

લોકો (અંદર અંદર):—તદ્દન જૂઠું બોલે છે? બપોરે તો આજે અહીં હતો. એટલામાં ક્યાંથી જઈ આવ્યો? જરા સાચું તો બોલ!

તંતુકઃ—મને જૂઠું આવડતું નથી. સાચે જ હું શ્રીગુરુ સાથે હમણાં જ શ્રીશૈલ જઈ આવ્યો! શ્રી પોતે પણ સંગમ પર બેઠા છે અને તમને બધાને બોલાવી લાવવા મને અહીં મોકલ્યો છે.

શ્રીગુરુની વાત સાંભળી લોકો હરખઘેલા થઈ ગયા અને પ્રેમથી શ્રીગુરુનું પૂજન કર્યું. પંદર દિવસે જાત્રાએ ગએલા બધા પાછા આવ્યા. તેમને પૂછી જોતાં તંતુકની વાત સાચી ઠરી એટલે લોકના આશ્ચર્યનો પાર ન રહ્યો, અને બધે શ્રીગુરુનો જયજયકાર વર્તી રહ્યો.

આજે પણ આની સાક્ષી સમું તંતુકેશ્વરનું મંદિર ગાણગાપુરમાં મોજૂદ છે.

———o———

## ૨૨. કુષ્ઠી નંદિ

ઉઘાડ મુખ, ગુરુ ઓચરે; ઉઘાડતાં ક્ષણ માંહ્ય,
નાંખે ભભૂતિ જીભ પર; થયો જ્ઞાની દ્વિજ ત્યાંય. અ. ૯૯. ૬૯

શિવરાત્રીનો એ દિવસ શ્રીગુરુ સંગમ પર જ રહ્યા. એવામાં એક અદ્‌ભુત ખીના બની.

નંદિ નામે કોઈ એક કોઢીલો બ્રાહ્મણ રોગનિવારણ માટે તુળજાપુરમાં આવી ત્રણ વરસથી ઉપવાસ વગેરે અનુષ્ઠાન કરી પડચો રહ્યા હતો. એક દિવસ દેવીએ તેને સ્વપ્નમાં દર્શન આપી કહ્યું કે તું ચંદલા માતા પાસે જા.

બ્રાહ્મણે સાત માસ ત્યાં રહી ખૂબ કષ્ટ સાથે ઉપોષણ વગેરે કરી પુરશ્ચરણ કર્યું ત્યારે રાત્રે દેવીએ સ્વપ્નમાં એને કહ્યું કે તું ગાણગાપુર જા. ત્યાં નરસિંહસરસ્વતી નામે એક સંન્યાસી રહે છે તે સાક્ષાત્ શ્રીદત્ત ભગવાનના અવતાર છે. ત્યાં તારૂં કામ થશે.

બ્રાહ્મણ સ્વપ્નમાંથી જાગી ઊઠચો અને બબડવા લાગ્યો કે મને ત્યાં જ મોકલવો હતો તો આમ છ છ માસ સુધી નકામો ટટળાવ્યો શામાટે? પહેલેથી જ એમ કહ્યું હોત તો? તારૂં દેવતાપણું જાણ્યું! દેવી થઈને મને માણસ પાસે મોકલતાં તને શરમ પણ નથી આવતી?

દૈવી શક્તિ તાહરી જાણી આજે એમ;
માસ સાત કષ્ટાવીને ત્યજે [1]શરણાગત તેમ!! અ. ૯૯. ૧૬

મને પહેલેથી જ કહ્યું હોત તો હું આ નકામાં કષ્ટ ન કરત!

આમ આક્રંદ કરતાં તેણે નિશ્ચય કર્યો કે ફાવે તે થાય પણ હું અહીંથી ખસીશ નહિ. ફરીથી પુરશ્ચરણ કરીશ.

---

૧. શરણે આવેલો.

કોઢ નહિ મટે તો શરીર છોડીશ પણ બીજે જઈશ નહિ ? એવો નિશ્ચય કરી તેણે અન્નજળનો ત્યાગ કર્યો અને મરણિયો થઈ દેવીને બારણે અડ ગો લગાવીને બેઠો દેવીએ ફરીથી પણ તેને પહેલાની માફક જ કહ્યુ, છતા તેણે માન્યું નહિ એટલે દેવીએ સેવકોને દૃષ્ટાંત આપ્યો કે આ બ્રાહ્મણને અહીથી કાઢી મૂકો સવારમા તેમણે તેને દૃષ્ટાતની વાત કરીને કહ્યુ કે તું હવે સમજીને તારી મેળે બતાવેલે ઠેકાણે જા નહિ તો અમે તને બળાત્કારે પણ કાઢી મૂકીશુ

છેવટે બ્રાહ્મણોનુ માની બ્રાહ્મણે પારણા કર્યા અને અ બિકાનું પૂજન કરી તે શ્રીગુરુ પાસે આવવા નીકળ્યો. ગાણગાપુરમા મઠમા આવી સેવકોને પૂછયુ કે યતીશ્વર કયા હશે ? તેમણે જવાબ આપ્યો કે ગઈ કાલે શિવરાત્રી હોવાથી પ્રભુ સ ગમ પર જ રહ્યા છે પારણા કરવા હમણા જ આ તરફ આવતા હશે

એટલામા તો શ્રીગુરુ મઠમા આવી પહોચ્યા

ભક્તો –આપના દર્શન માટે કોઈ એક બ્રાહ્મણ આવ્યો છે તેને આખે શરીરે સફેદ કોઢ નીકળેલો છે આજ્ઞા આપો તો તે દર્શન માટે આવે

શ્રીગુરુ —ભલે આવે ! આવવા દો હુ જાણુ છુ એના મનમા શ કા છે કે માણસ મારૂ શુ ભલુ કરવાનો છે તે દૂર થશે

શિષ્યો તેને બોલાવી લાવવા ઊઠયા બ્રાહ્મણ ડગલે ડગલે દ ડવત્ કરતો કરતો ખૂબ નમ્રતાથી પાસે આવ્યો

એને જોતા જ શ્રીગુરુ –કેમ રે ! દેવતાઓને છોડી તું મારી મનુષ્યની પાસે શામાટે આવ્યો ?

અને અશ્વત્થનુ પૂજન કરતા તેનુ શરીર સુવર્ણ જેવુ શોભવા લાગ્યુ જૂના વસ્ત્ર ફેંકી તેણે નવા વસ્ત્ર ધારણ કર્યો. જૂના વસ્ત્ર જે ભૂમિ પર પડ્યા તે ભુમિ ખારાપાટ જેવી થઈ ગઈ.

બ્રાહ્મણને લઈ સોમનાથ શ્રીગુરુ પાસે આવી પહોચ્યો તેનુ દિવ્ય શરીર જોઈ લોકો આશ્ચર્યથી શ્રીગુરુનો જય જયકાર કરવા લાગ્યા બ્રાહ્મણના હરખનો તો પાર જ ન

નંદિ તરતજ સમજી ગયો કે મારી ભાવના શ્રીગુરુ કળી ગયા. માટે જરૂર એ ઈશ્વરસ્વરૂપ છે. એમ વિચારી તે દયામણે મોડે અપરાધની ક્ષમા માગવા લાગ્યો કે પ્રભો! ભરજુવાનીમાં જ જ્યારથી હું પરણ્યો ત્યારથી આખા શરીરે મને આ સફેદ કોઢ ફાટી નીકળ્યો છે. મારા શરીરની દુર્દશા જોઈ પત્ની તેના બાપને ત્યાં ચાલી ગઈ. મારાં માતાપિતાએ પણ મને કાઢી મૂક્યો. તેથી હવે હું ફાવે ત્યાં રખડયા કરૂં છું. ત્રણ વરસ ઉપવાસ કરી હું તુળજાપુર રહ્યો. ત્યાંથી દેવીએ દૃષ્ટાંત આપી મને ચંદલા માતા પાસે મોકલ્યો. સાત માસ ત્યાં અનુષ્ઠાન વગેરે કર્યું ત્યારે દેવીએ મને અહીં આવવા આજ્ઞા કરી. હું એવો અભાગી કે જ્યાં જાઉં છું ત્યાંથી મને બીજે ખસેડે છે.

કંટાળે દેવો તિહાં મનુષ્ય કોણ જ માત્ર?
થશે દુર્જતી ક્યાં લગી! અર્પું ચરણે ગાત્ર! અ. ૯૯. ૫૦

બીજાની માફક આપ મને આશામાં ને આશામાં અથડાવી મારશો નહિ. મને જીવવાનો મોહ નથી. મારો રોગ દૂર થવાનો ન હોય તો હું આપના શરણમાં જ પ્રાણત્યાગ કરીશ; પણ મને ધક્કો મારી કાઢી મૂકશો નહિ.

નંદિનાં દ્રાવક[1] વચન સાંભળીને શ્રીગુરુએ આજ્ઞા કરી કે સોમનાથ! આને સંગમે લઈ જા અને સંકલ્પ મૂકાવી તીર્થમાં ન્હવાડ, પછી યથાવિધિ અશ્વત્થનું પૂજન કરાવ અને જનાં લુગડાં ફેંકી દેવડાવી નવાં વસ્ત્ર પહેરાવી ઝટ અહીં લાવ.

શ્રીગુરુની આજ્ઞા પ્રમાણે સોમનાથ તેને સંગમ પર લઈ ગયો. તીર્થમાં સ્નાન કરતાં જ તેનો કોઢ દૂર થઈ ગયો

---
1 હૃદય પીગળાવે તેવાં.

અને અશ્વત્થનું પૂજન કરતાં તેનું શરીર સુવર્ણ જેવું શોભવા લાગ્યું. જૂનાં વસ્ત્ર ફેંકી તેણે નવાં વસ્ત્ર ધારણ કર્યાં. જૂનાં વસ્ત્ર જે ભૂમિ પર પડયાં તે ભૂમિ ખારાપાટ જેવી થઈ ગઈ.

બ્રાહ્મણને લઈ સોમનાથ શ્રીગુરુ પાસે આવી પહોંચ્યો. તેનું દિવ્ય શરીર જોઈ લોકો આશ્ચર્યથી શ્રીગુરુનો જય-જયકાર કરવા લાગ્યા. બ્રાહ્મણના હરખનો તો પાર જ ન રહ્યો! તે શ્રીગુરુના પગમાં આળોટી પડયો અને ગળગળો થઈ સ્તુતિ કરવા લાગ્યો. શ્રીગુરુએ પૂછ્યું કે તારી ઇચ્છા પૂરી થઈ કે નહિ? તારું આખું શરીર તપાસીને કહે.

બ્રાહ્મણે ઝીણવટથી જોયું તો ફક્ત જાંગ પર એક નાનું કોઢનું ચાઠું રહી ગયેલું જણાયું. તેણે ખિન્નતાથી શ્રીગુરુને પૂછ્યું કે પ્રભો! આપની દયાથી બધું શરીર શુદ્ધ થયું, પણ આ સહેજ બાકી કેમ રહ્યું તે હું કળી શકતો નથી. મારા પર દયા કરી એ પણ ન રહે તેમ કરો.

શ્રીગુરુ:— તારા મનમાં જે સંશય થયો હતો કે માણસ તે મારું શું કલ્યાણ કરવાનો છે તેનું આ ફળ છે. પણ નવાં કાવ્ય બનાવી તું મારી સ્તુતિ કર એટલે એ ચાઠું પણ દૂર થશે!

નંદિ:— હે પ્રભો મને લખતાં વાંચતાં પણ આવડતું નથી તો કાવ્ય શું મારું કરમ કરું?

શ્રીગુરુ:— કાંઈ ચિંતા નહિ. તું મોં ઉઘાડ.

નંદિએ મોં ઉઘાડયું એટલે શ્રીગુરુએ તેની જીભ પર થોડી ભસ્મ નાંખી. તરત જ તેના અંતઃકરણમાં જ્ઞાન સ્ફુર્યું અને કવિત્વની પ્રેરણા થઈ. અનેક નવાં કવિત જોડી તેણે શ્રીગુરુની પ્રેમપૂર્વક સ્તુતિ કરીને બેઠેલા સહુ લોકને કહ્યું કે

'चरण पवित्र' ..શ્રુતિ કહે, સત્ય સત્ય એ વાત,
કોણ દેવ બીજો અહી ? ગુરુ ત્રીશ સાક્ષાત્ ' અ. ૯૯ ૧૧૭

મારા પાપનો પાર ન હતો પણ તમે જુઓ છો કે શ્રીગુરુની કૃપાદૃષ્ટિથી તે તમામ બળીને ખાખ થયાં છે!

• નદિની સ્તુતિથી શ્રીગુરુ પ્રસન્ન થયા અને તેને કવીશ્વરનું ઉપનામ આપ્યુ. તેનો બાકી રહેલો કોઢ પણ શ્રીગુરુના સ્તવનથી મટી ગયો અને શ્રીની સેવા કરતો તે ત્યા જ રહ્યો અને અંતે મોક્ષ પામ્યો.

---

## ૨૩. કવિ નરહરિ

કર્પૂરાભ કલ્નેશ તુ જગદ્‌ગુરુ સાક્ષાત્;
કરી ચિત્ત સુસ્થિર પદે આવ્યો શરણે નાથ અ ૧૦૦.૧૮

એમ ગાણગાપુરમાં શ્રીગુરુ રહ્યા તે દરમ્યાન ચારે દિશામા એમની કીર્તિ ફેલાવા લાગી. અનેક ચમત્કારોની વાતો સાભળી દૂરદૂરથી લોકો દર્શન માટે આવવા લાગ્યા. કોઈક કોઈક આગ્રહપૂર્વક તેમને પોતાને ગામ પણ લઈ જતા. ભક્તાધીન ભગવાન સૌની ઇચ્છા પૂરી કરતા.

એક દિવસ હિપરગી નામે ગામથી એવો જ એક ભકતજન આવ્યો અને અત્યંત આગ્રહ કરી શ્રીને પોતાને ગામ લઈ ગયો તથા તેમનું ષોડશોપચારે પૂજન વગેરે કર્યું.

આ ગામમાં આજુબાજુ પ્રસિદ્ધ એવુ કલ્લેશ્વર નામે મહાદેવનું એક શિવાલય હતુ બહારગામથી આવી રહેલ નરહરિ નામે કોઈ એક બ્રાહ્મણ થોડા વખતથી એ કલ્લેશ્વર લિંગની રોજ પાંચ નવાં પદ્ય રચી ઉપાસના કરતો. કલ્લેશ્વર સિવાય કોઈને તે માથું નમાવતો નહિ. લોકોએ એને કહ્યું

કે હે કવિ ! તારૂં કવિત્વ ઘણું સારૂં છે. શ્રીગુરુને પણ કાવ્ય ઉપર પ્રેમ છે. તું એમના ગુણોનું વર્ણન કરે તો કેવું !

કવિઃ–દેવ તો ઘણા છે, પણ મેં મારી જીભ કલ્લેશ્વરને અર્પણ કરી છે; માટે મનુષ્યની સ્તુતિ તો કદી ન કરૂં !

એમ કહીને તે કલ્લેશ્વરની પૂજા કરવા બેઠો. પણ પૂજા કરતાં કરતાં આજે તેને ગાઢ ઊંઘ આવી ગઈ. તેમાં તેને સ્વપ્નું આવ્યું કે શ્રીગુરુ એના ઇષ્ટ કલ્લેશ્વરના લિંગ ઉપર બેઠેલા છે અને પોતે પૂજન કરી રહ્યો છે ! લિંગ તો ક્યાંય જણાતું નથી અને પૂજા બધી શ્રીગુરુ ગ્રહણ કરે છે તથા એને કહી રહ્યા છે કે અરે ! હું તો માણસ છું અને સ્તુતિ-યોગ્ય નથી છતાં તું શામાટે સ્તવન કરે છે ?

શ્રીગુરુના શબ્દથી તે ઊંઘમાંથી જાગ્યો અને વિસ્મય પામી મનમાં કહેવા લાગ્યો કે જરૂર આ નૃસિંહસરસ્વતી શિવસ્વરૂપ જ છે. ધન્ય છે મને કે મેં આજે તેનું પૂજન કર્યું ! હવે તેમનાં પ્રત્યક્ષ દર્શને પણ જવું જોઈએ.

એમ વિચાર કરી તે ઘેરથી ડગલે ડગલે દંડવત્ પ્રણામ કરતો કરતો શ્રીગુરુ પાસે આવ્યો અને ચરણમાં લેટી પડી સ્તુતિ કરવા લાગ્યો.

શ્રીગુરુઃ—રોજ તું મારી નિંદા કરે છે અને આજે આટલો બધો ભાવ ઊભરાઈ આવ્યો તેનું શું કારણ ?

કવિ ( હાથ જોડીને ):—હે પ્રભો ! અત્યાર સુધી અજ્ઞાનને લીધે હું ફાવે તેમ બોલતો હતો. પણ આજે અત્યાર સુધી કરેલા કલ્લેશ્વરના પૂજનના પ્રસાદથી જ્ઞાનનો ઉદય થયો અને કલ્લેશસ્વરૂપી આપનાં દર્શન થયાં. આજે સ્વપ્નમાં કલ્લેશ્વરનું પૂજન કરતાં લિંગસ્થાને મેં

આપને જોયા અને પૂજા કરી, અને અત્યારનું આપનું દર્શન થયું. હવે કૃપા કરી મને શિષ્યમંડળમાં દાખલ કરો. એમ કહી સુંદર કાવ્યથી સ્તવન કરી શ્રીગુરુનું પૂજન કર્યું.

શ્રીગુરુઃ—હું પણ કલ્લેશ્વરને માનું છું. મારો પણ વાસો ત્યાં છે. માટે તું કલ્લેશ્વરની પૂજા કર્યા કર.

કવીશ્વરઃ—હે પ્રભો ! આપની પ્રત્યક્ષ પૂજા કરવાનું સૌભાગ્ય છોડીને હવે હુ શામાટે રખડયા કરું ? આપ જ પ્રત્યક્ષ કલ્લેશ્વર છો. મારો એ નિશ્ચય હવે કદાપિ ચળે એમ નથી.

એમ પ્રાર્થના કરી તે શિષ્ય થયો અને ગાણગાપુરમાં રહી કીર્તનભક્તિથી શ્રીગુરુની સેવા કરવા લાગ્યો.

---

## ૨૪. બહુરૂપી શ્રીગુરુ

ગુરુ વિણ દેવ ન દમરો, વેદશાસ્ત્ર પ્રમાણ;
જાય [1]સૌકરી યોનિમાં ગુરુનિંદક નાદાન. અ ૧૦૧. ૪૫

શ્રીગુરુ ગાણગાપુરમાં હતા તે વખતે એક સાલ દિવાળીના તહેવારમાં જુદાજુદા ગામના સાત શિષ્યો શ્રીગુરુને પોતાને ત્યાં તેડી જવા માટે આવ્યા. અને દરેક જણ શ્રીગુરુ પોતાને ઘેર પધારે એવી આગ્રહપૂર્વક વિનંતિ કરવા લાગ્યા.

શ્રીગુરુઃ—હું એક અને તમે સાત. બધાને ગામ એકી સાથે હું કેવી રીતે આવું ? માટે બધા ભેગા મળીને ફાવે તે એક ઠેકાણે મને લઈ જવાનો નિશ્ચય કરો અને બધા ભેગા મળી ત્યાં ઉત્સવ કરો.

શિષ્યોએ અંદર અંદર ઘણી મસલત ચલાવી પણ

---

૧. ડુક્કરની.

દરેકને શ્રી પોતાને ત્યાં જ પધારે એવી ઇચ્છા હોવાથી કોઈ પણ જાતનો નિશ્ચય કરી શકયા નહિ એટલે શ્રીગુરુએ તેમને કહ્યું કે હવે કોઈ વધારે મમત કરશો નહિ. બધા ઘેર જાવ; હું આવીશ. જરાય શંકા રાખશો નહિ.

શ્રીગુરુનાં વચન સાંભળી સાતેય બોલી ઊઠયા કે હે પ્રભો ! આ તો આપે સામાન્ય કહ્યું કે આવીશ ! પણ અમારે શો નિશ્ચય કરવો.

સમર્થ આ, આ દુબળો, આ જો આવો ભેદ;
સમદૃષ્ટિ તારી પ્રભો, સઘળે એક અભેદ. અ. ૧૦૧. ૧૨

માટે અમને નિરાશ ન કરો.

શિષ્યોનાં વચન સાંભળી શ્રીગુરુએ મનમા વિચાર કર્યો કે આ બિચારા અજ્ઞાની છે; મારી લીલા સમજી શકતા નથી. માટે હું બીજી યુક્તિ કરું. એમ વિચારી તેમણે એક એક શિષ્યને ખાનગીમાં બોલાવી વારાફરતી દરેકના કાનમાં કહ્યું કે હું તારે ત્યાં આવીશ, પણ આ વાત કોઈને તું કહીશ નહિ.

એ પ્રમાણે દરેકને સંતોષી શ્રીગુરુએ તેમને ઘેર મોકલ્યા. શ્રીગુરુ સંગમથી પાછા આવ્યા એટલે ગામના લોકોએ એ વાત જાણી તેમને કહ્યું કે પ્રભો ! અમારો શો અપરાધ કે દિવાળીના તહેવારમાં અમને દર્શનથી વિમુખ રાખી બહારગામ જવા ધારો છો ? તેમનો ભાવ જોઈ શ્રીગુરુએ તેમને પણ કહ્યું કે ચિંતા ન કરો; હું અહીં જ રહેવાનો છું.

ધનતેરસની સાંજ આવી પહોંચી. બીજે દિવસે મંગલ-સ્નાન વખતે એક અદ્ભુત આશ્ચર્ય થયું. લીલાવેષધારી

## ૨૫. ભક્ત શૂદ્ર

જેના પર શ્રીગુરુકૃપા, ક્યાંથી દૈન્યભય ત્યાંય?
નિધાન[1] મુજને સાંપડયું જાણો એ ગુરુરાય. અ. ૧૦૨. ૪૬

ગાણગાપુરમાં એક શૂદ્ર શ્રીગુરુનો ભક્ત હતો. શ્રીગુરુ જે રસ્તે થઈને હંમેશાં અનુષ્ઠાન માટે જતા તે રસ્તા પર જ તેનું ખેતર હતું. શ્રીગુરુને આવતા જોતા જોતાં જ તે તેમની પાસે દોડી જતો અને સાષ્ટાંગ નમસ્કાર કરી પાછો ખેતરમાં જઈ પોતાને કામે મંડી પડતો. લાંબા સમય સુધી આમ ચાલ્યુ.

એક દિવસ શ્રીગુરુએ પૂછ્યું:—તું રોજ આમ શરીરને શામાટે કષ્ટાવે છે? તારી જે ઇચ્છા હોય તે મને સ્પષ્ટ કહે.

શૂદ્ર (હાથ જોડીને)—પ્રભો! ઇચ્છા એજ કે ખેતરમાં ખૂબ પાકે.

શ્રીગુરુઃ—ખેતરમાં શું વાવ્યુ છે?

ખેડૂતઃ—પ્રભો! જુવાર વાવી છે. આપના દર્શનના પુણ્યે કરીને પાક ઘણોજ થશે એમ લાગે છે. એક માસમાં તો અનાજ ઘેર આવી જશે. આપ પાક પર કૃપાદૃષ્ટિ નાંખો! મને શૂદ્ર જાણીને મારી ઉપેક્ષા ન કરશો.

તેનાં વચન સાંભળી શ્રીગુરુ તેના ખેતરમાં ગયા.

શ્રીગુરુઃ—જો તને મારા વચનમાં પૂરો વિશ્વાસ હોય તો જ હું તને કંઈક કહું.

શૂદ્રઃ—હે દેવ! આપનો બોલ હું પ્રાણાંતે નહિ ઉથાપું. આપ કહેશો તેમાં મારૂં કલ્યાણ જ હશે.

એમ કહી તેણે શ્રીગુરુને વંદન કર્યું.

---

૧. ખજાનો.

શ્રીગુરુ પેલા શિષ્યોને ખાનગીમાં આપેલું વચન સત્ય કરવા એક સ્વરૂપે મઠમાં રહીને બીજાં સાત સ્વરૂપે એ સાતેયના ગામમાં ગયા અને આઠેય સ્થળે ભિક્ષા કરી.

થોડા વખતે કારતક પૂનમ આવી અને ત્રિપુરોત્સવ ઉજવવા ગાણુગાપુર આવ્યા ત્યારે પેલા સાત એકબીજાને કહેવા લાગ્યા કે દિવાળી પર શ્રીગુરુ મારે ત્યાં હતા.

એકઃ—જો, પેલી મારી આપેલી છાટી.

બીજોઃ—તું જહું બોલે છે. જો, પેલુ મારૂં આપેલુ કમંડલુ ! શ્રીગુરુ તો મારે ત્યાં હતા.

એમ અંદરઅંદર તેમને હર્ષથી વાતો કરતા સાંભળી ગામલોકો વિસ્મયથી કહેવા લાગ્યા કે શ્રીગુરુ તો તે દિવસોમાં અહીંજ હતા અને ભિક્ષા પણ ગામમાં જ લીધી હતી.

આ પ્રમાણે એકબીજાની વાતો સાંભળી બધા આશ્ચર્યચકિત થઈ ગયા અને હર્ષઘેલા થઈ બે હાથ જોડીને નમનપૂર્વક સ્તુતિ કરવા લાગ્યા કે

વેદાગમ ગુરુનાથ હે ! લહે કોણ તત્પાર ?

વિશ્વવ્યાપક તું હરે, નારાયણુ જગતાર. અ. ૧૦૧. ૩૭

એમ શ્રીગુરુનો જયજયકાર કરી દીપમાળ પ્રગટાવી ભક્તિભાવથી બ્રાહ્મણભોજન વગેરે કરી બધા પોતપોતાને ઘેર ગયા. આથી શ્રીગુરુનો મહિમા અતિશય ફેલાયો.

## ૨૫. ભકત શૂદ્ર

જેના પર શ્રીગુરુકૃપા, કયાંથી દૈન્યભય ત્યાંય?
નિધાન[1] મુજને સાંપડ્યું જાણો એ ગુરુરાય. અ. ૧૦૨. ४१

ગાણુગાપુરમાં એક શૂદ્ર શ્રીગુરુનો ભક્ત હતો. શ્રીગુરુ જે રસ્તે થઈને હંમેશાં અનુષ્ઠાન માટે જતા તે રસ્તા પર જ તેનું ખેતર હતું. શ્રીગુરુને આવતા જેતા જોતાં જ તે તેમની પાસે દોડી જતો અને સાષ્ટાંગ નમસ્કાર કરી પાછો ખેતરમાં જઈ પોતાને કામે મંડી પડતો. લાંબા સમય સુધી આમ ચાલ્યું.

એક દિવસ શ્રીગુરુએ પૂછયું:—તું રોજ આમ શરીરને શામાટે કષ્ટાવે છે? તારી જે ઇચ્છા હોય તે મને સ્પષ્ટ કહે.

શૂદ્ર (હાથ જોડીને):—પ્રભો! ઇચ્છા એજ કે ખેતરમાં ખૂબ પાકે.

શ્રીગુરુ:—ખેતરમાં શું વાવ્યુ છે?

ખેડૂત:—પ્રભો! જુવાર વાવી છે. આપના દર્શનના પુણ્યે કરીને પાક ઘણોજ થશે એમ લાગે છે. એક માસમાં તો અનાજ ઘેર આવી જશે. આપ પાક પર કૃપાદૃષ્ટિ નાંખો! મને શૂદ્ર જાણીને મારી ઉપેક્ષા ન કરશો.

તેનાં વચન સાંભળી શ્રીગુરુ તેના ખેતરમાં ગયા.

શ્રીગુરુ:—જો તને મારા વચનમાં પૂરો વિશ્વાસ હોય તો જ હું તને કંઈક કહું.

શૂદ્ર:—હે દેવ! આપનો બોલ હું પ્રાણાંતે નહિ ઉથાપું. આપ કહેશો તેમાં મારું કલ્યાણ જ હશે.

એમ કહી તેણે શ્રીગુરુને વંદન કર્યું.

---

૧. ખજાનો.

શ્રીગુરુ:—દેખ, હુ સ્નાન કરીને બપોરે પાછો આવું એટલામાં આ બધો પાક કાપી નાંખ; કાચો છે તેની ચિંતા રાખીશ નહિ.

શ્રીગુરુનું વચન માથે ચઢાવી ખેડૂત ગામમાં આવ્યો અને જમીનના માલિક શેઠને કહેવા લાગ્યો કે ગઈ સાલ પ્રમાણે દાણ ગણી મારૂં ખાતું પાડી કરાર કરી લ્યો.

શેઠ:—આ સાલ પાક ઘણો આવે એમ લાગે છે; માટે અત્યારથી કંઈ નક્કી થઈ શકે નહિ.

પણ શૂદ્રે ઘણા કાલાવાલા કર્યા એટલે છેવટે બમણી દાણ લેવાનો કરાર તેની પાસે લખાવી લઈ તેને છૂટો કર્યો.

તરત જ તેણે પાક કાપવા માટે માણસો એકઠાં કર્યાં. તેની સ્ત્રી તથા પુત્રોએ તેને તેમ કરવા ઘણુંયે ના કહ્યું પણ એણે કોઈનું ન માનતાં બધાંને પથ્થર મારી કાઢી મૂક્યા અને માણસો પાસે પાક કપાવવાની શરૂઆત કરી.

છોકરાઓએ ખેતરના ધણીને ફરિયાદ કરી કે અમારો બાપ ગાંડો થયો છે. એક સંન્યાસીના કહેવાથી કાચો પાક બધો કાપી નાંખી સત્યાનાશ વાળવા બેઠો છે. ધાન્ય બગડતાં અમે આખું વરસ શું ખાઈશું? માટે અમારા પર દયા લાવી તેને તેમ કરતો અટકાવો.

શેઠ:—મારે શું? મને તો એણે બમણી દાણનું ગણોત કરી આપ્યુ છે!

એટલામાં તો ખેડૂતની સ્ત્રી પણ રડતી કકળતી ત્યાં આવી પહોંચી ને ફાવે તેમ કરીને પોતાના પતિને કાચો પાક કાપતો અટકાવવા માટે શેઠને કાલાવાલા કરવા લાગી. એટલે શૂદ્રને અટકાવવા શેઠે એક માણસ મોકલ્યું. પણ તેણે કહેવડાવ્યુ કે ફાવે તેમ થાય તોપણ ગણોત પ્રમાણે હું બમણી દાણ જરૂર આપીશ. શેઠને કહો કે એમને

વિશ્વાસ ન હોય તો અત્યારથી એમને બારણે હું ઢોર બાંધું. એટલે શેઠ પણ ચૂપ થયા. આ તરફ ખેડૂત ખેતર કાપી નાંખી શ્રીગુરુની વાટ જોતો ઊભો રહ્યો! શ્રી એ રસ્તે પધાર્યા એટલે કાપી નાખેલુ બધું ખેતર બતાવી શૂદ્રે તેમને ભાવથી પ્રણામ કર્યો.

શ્રીગુરુ (ખેતર જોઈ ને)—ભલા માણસ! મેં તો તારી મશ્કરી કરી હતી. તે તો બધુ સાચું જ માની લીધુ.

ખેડૂતઃ—આપ ફાવે તેમ કહો પણ મારે મન તો આપનું વાક્ય જ કલ્યાણકારક છે.

શ્રીગુરુ—ભલે! જો તારી એવી જ ભાવના છે તો જરૂર તને તે તારી ઇચ્છા પ્રમાણે સફળ થશે, માટે બીજી કંઈ ચિંતા કરીશ નહિ

એમ કહીને શ્રીગુરુ ત્યાથી મઠમા આવ્યા ને શૂદ્ર પણ પોતાને ઘેર ગયો.

ગામમા પેસતા જ ગામલોકોએ તેને માગી પેઠે ઊધડો લીધો અને સ્ત્રીપુત્રાદિક પણ પેટ ભરવાની ચિંતાથી અતિશય શોકકળ કરવા લાગ્યા.

શૂદ્ર (સર્વને શાંત કરતો)—લોકો બધા મૂઢ છે તેથી તે ભલે ફાવે તેમ કહે. પણ મને સંપૂર્ણ ભરોસો છે કે એક એક કણના પ્રભુ હજાર હજાર કણ આપશે!

અનંત શ્રીગુર નિશ્ચયે, અનત એનુ દાન,
મન સુસ્થિર મારુ, થશે મને ના નુકસાન અ ૧૦૨. ૪૪

લોકો એને ચસકેલ માની હસવા લાગ્યા અને શાંત રહ્યા.

આ વાતને આઠ દિવસ વીતી ગયા અને એકાએક પવનનું સખત તોફાન થયુ અને અકાળે મૂળ નક્ષત્રમાં ધોધમાર વરસાદ પડયો. ગામનાં બધા ખેતરો કોહી ઊઠયાં પણ શૂદ્રના ખેતરમાં તો કપાએલ છોડવાઓને નવું ચેતન

મળ્યું અને એક એક મૂળમાંથી અગીઆર અગીઆર નવા અંકુર ફૂટયા ને એ કાળ વરસમાં પણ જુવારનો પાક ઢગલાબંધ ઊતર્યો. એ જોઈ શૂદ્રની સ્ત્રી તો હર્ષઘેલી થઈ ગઈ અને પતિ પાસે આવીને શ્રીગુરુની કરેલી નિંદા માટે માફી માગવા લાગી; તથા ક્ષેત્રદેવતાનું પૂજન કરી પોતાના પતિ સાથે પૂજનસાહિત્ય સહિત શ્રીગુરુનાં દર્શને નીકળી.

શ્રીગુરુ પાસે આવી સ્તુતિ કરી પતિપત્ની પગે પડીને પૂજા આરતી વગેરે કરી પ્રણામપૂર્વક બનેલું આશ્ચર્ય કહેવા લાગ્યાં. શ્રીગુરુએ તેમની વાત સાંભળી સંતુષ્ટ થઈ આશીર્વાદ આપ્યો કે તમારા કુળમાં લક્ષ્મી અખંડ રહો અને બધી વાતે તમે બધાં સુખી થાવ.

માસ વીતી જતાં ખેતર પાકી ગયું અને દર સાલ કરતાં સેંકડો ઘણું અનાજ પાક્યું. ખેડૂત શાહુકારને ખેતરમાં બોલાવી લાવ્યો અને પાક બતાવી કહેવા લાગ્યો કે મેં તમને ગઈ સાલ કરતાં બમણું આપવાનું કબૂલ કર્યું છે પણ દેવની દયાથી પાક અનેક ગણો વધારે થયો છે માટે તમે ભલે આધ ભાગ લો!

શાહુકારઃ—ભાઈ! તારા પર શ્રીગુરુની સંપૂર્ણ કૃપા છે અને તેથી જ તને આ લાભ થયો છે. મારાથી હરામનું વધારે કેમ લેવાય? માટે તારૂં બધું તું ઘેર લઈ જા અને બૈરાંછોકરાં સાથે મોજ કર.

ખેડૂતે છેવટે કરાર પ્રમાણે શાહુકારનું પતાવ્યું અને બ્રાહ્મણ વગેરેને પણ વહેંચી આપ્યા પછી બાકીનું પોતાને ત્યાં લઈ ગયો. એનું બધું ઘર અનાજથી ભરાઈ ગયું. દેવું દૂર થઈ ગયું અને શ્રીગુરુની કૃપાથી એ બધી રીતે સુખી થયો.

———o———

## ૨૬. અવતારસમાપ્તિ

કહે જેહ નર એહને, જશે નરકમાં તેહ;
અનંત મહિમા એહનો; ચીશ પ્રત્યક્ષ એહ[1] અ. ૧૦૫. ૩૦

× × ×

મહારાષ્ટ્રકર્ણાટકે કરી સુચીલા જાણ,
લૌકિક દૃષ્ટિએ થયો સુગુપ્ત પોતે માન. અ ૧૦૫. ૭૪

પૂર્વાવતારમાં શ્રીપાદરૂપે જે ધોબીને રાજા થવાનું વરદાન આપ્યું હતું તે મરણ પામ્યા પછી બેદર નગરમા યવનકુળમાં જન્મી બાદશાહ થયો. ગત જન્મની ઇચ્છા પ્રમાણે પુત્ર-પૌત્રાદિ કુટુંબ સાથે હાથી ઘોડા દાસદાસી વગેરે વૈભવથી યુક્ત તે આનંદમાં દિવસો ગાળતો હતો. પૂર્વ જન્મના સંસ્કારે તેને બ્રાહ્મણો તરફ સ્વાભાવિક પ્રીતિ હતી. તે દાન ધર્મ વગેરે ખૂબ કરતો અને હિંદુઓનાં મંદિરો તીર્થો વગેરે તરફ પણ સદ્ભાવની દૃષ્ટિથી જોતો. મુસલમાન, મુરશીદો, ફકીરો વગેરેને તેની આ વૃત્તિ ગમતી નહિ અને તેઓ તેનો ધિક્કાર કરી વારંવાર દેવ બ્રાહ્મણોની નિંદા કરી, કટ્ટર ઈસ્લામ તરફ વાળવા ઉપદેશ કરતા. પણ તેની આગળ કોઈનું ચાલતું નહિ. કાષ્ઠપાષાણાદિને પૂજતા હિંદુઓની નિંદા કરનારને તે શાંતિથી કહેતો કે કોઈ પણ ધર્મની નિંદા કરવી એ ધાર્મિકતાનું લક્ષણ નથી. જો ખુદા બધે હોય તો કાષ્ઠ-પાષાણાદિમાં નથી એમ કેમ કહી શકાય?

નાના રંગો ગાયના, ક્ષીર એક ત્યાં જેમ;
અનેકરૂપે ચિત્ તથા એક અભિન્ન જ એમ. અ ૧૦૪. ૨૦

એમ અનેક રીતે સમજાવી તે દુરાગ્રહી યવનોનું મોઢું બંધ કરતો.

એમ કેટલોક કાળ વીતી ગયો. અને દૈવયોગે બાદશાહને જાંગ પર એક મોટો ફોલ્લો થયો, જેની પ્રાણાંત વેદના

થવા લાગી. અનેક દવાદારૂ, મંતરજંતર વગેરે કર્યાં પણ તેની શાંતિ ન થતાં દિવસે દિવસે દુઃખ વધવા લાગ્યું. છેવટે જ્યારે બધા ઉપચાર થાકયા ત્યારે બાદશાહે સારા સારા વિદ્વાન બ્રાહ્મણોને બોલાવી પોતાનું દુઃખ દૂર થવાનો ઈલાજ પૂછયો. એટલે બ્રાહ્મણોએ કહ્યું કે હે રાજન! પૂર્વજન્મનાં ઘોર પાપથી જ આવાં જીવલેણ દરદ ઉત્પન્ન થાય છે. કોઈ પણ ભૌતિક ઉપચાર એના પર કામ કરી શકતો નથી. માત્ર કોઈ સત્પુરુષની કૃપાદૃષ્ટિ થાય તોજ એવા હઠીલા રોગો દૂર થઈ શકે છે. માટે કોઈ સારા સંતને શરણ જા.

સાધુસેવને ભૂપ આ શમશે સ્ફોટક એમ;
મા ચિંતા કર, ભક્તિથી પકડ સાધુપદ તેમ. અ. ૧૦૪. ૧૭૩

બ્રાહ્મણોનાં વચન સાંભળી બાદશાહ કહેવા લાગ્યો કે આપનું કહેવું બરાબર છે. પણ એવા સાધુપુરુષ મને મળશે કયાં? આપની જાણમાં કોઈ હોય તો કૃપા કરીને મને કહો. હું વિના વિલંબે જઈ એમના પગ પકડીશ.

બાદશાહની વિનંતિથી બ્રાહ્મણોએ તેને ગાણગાપુર જઈ શ્રીગુરુનું દર્શન કરવાનું કહ્યું. તરત જ ચતુરંગ સેના સાથે ખડી સ્વારીએ તે નીકળી પડયો અને વેગે ગાણગાપુર આવી પૂછવા લાગ્યો કે અહીં એક તપસ્વી સંન્યાસી રહે છે તે કયાં રહે છે?

બાદશાહના અચાનક આગમનથી ગામલોકોમાં ગભરાટ ફેલાઈ ગયો. તેઓ અંદરઅંદર કહેવા લાગ્યા કે હવે શું થશે? ત્યાં તો જવાબ મળતાં વાર લાગી એટલે બાદશાહ ક્રોધે ભરાઈને કહેવા લાગ્યો કે બધા બ્હાવરા કેમ બની ગયા છો? શ્રીગુરુ કયાં છે તે મને જલદીથી કહો. મારે એમનાં દર્શને જવું છે.

દર્શનની વાત સાંભળી લોકોને ધીરજ વળી અને તેઓ બોલ્યા કે હમણાં શ્રીગુરુ અનુષ્ઠાન માટે સંગમ પર ગયા છે. ત્યાંથી બપોરે ગામમાં આવશે.

તરત જ બાદશાહે સૈન્યને દૂર રહેવા ફરમાવ્યુ અને પોતે એકલો પાલખીમાં બેસીને સંગમ તરફ વળ્યો. શ્રીગુરુને દૂરથી જોઈને તે પાલખીમાંથી નીચે કૂદી પડચો અને પગે ચાલી શ્રીગુરુની પાસે જઈ વંદન કરી હાથ જોડી નમ્રતાથી દૂર ખડો રહ્યો.

શ્રીગુરુ (તેને જોતાં જ)—રજક! કયાં ફરતો ફરે છે? ઘણા લાંબા સમયે તું આજે આવ્યો.

શ્રીગુરુના શબ્દ કાન પર પડતાં જ બાદશાહને પોતાના પૂર્વ ભવનું આબેહૂબ સ્મરણ થયુ. પ્રેમથી તેનાં રોમાંચ ખડાં થઈ ગયાં. ગળગળો થઈ તે સ્તુતિ કરવા લાગ્યો કે

નિધાન પાસે તું છતાં ના જાણુ મતિમંદ,
ચરણસ્મરણ અજ્ઞાનહેત થાય ન તારું હંત। અ. ૧૦૪. ૧૯૨

એમ કહી કહેવા લાગ્યો:—હે પ્રભો! હવે આ સંસાર, રાજ્યવૈભવ વગેરે બધું બસ થયું! હવે તો ફરીથી આપના ચરણમાં પડી રહું એ જ ઇચ્છા છે! જાંગ પર ફોલ્લો થયાનું નિમિત્ત થયુ ને આપના દુર્લભ દર્શન થયાં. દેવ! ઘણા ઉપચારો કર્યા પણ એ સ્ફોટક શાંત થતો નથી. દિવસે દિવસે વધારે ને વધારે પીડા કરે છે માટે જ એક વાર એ તરફ કૃપાદૃષ્ટિથી જુઓ.

શ્રીગુરુ (હસીને)—કયા છે એ ફોલ્લો! મને તો કંઈ દેખાતું નથી. તને ભ્રમ થયો લાગે છે. બતાવ જોઉં. કયા છે એ?

રાજાએ વિસ્મય પામીને જોયુ તો સાચે જ જાંગ પર

સ્ફોટકનું નિશાન પણ ન હતું. તે ગળગળો થઈને હાથ જોડી કહેવા લાગ્યોઃ–પ્રભો ! આપની કૃપાથી મેં ખૂબ જ ઐશ્વર્ય ભોગવ્યું અને પુત્ર પૌત્ર વગેરે આંખથી જોયા. હવે માત્ર એક જ ઇચ્છા બાકી રહી છે કે આપ મારે ત્યાં પધારી મારા એ ઐશ્વર્ય તરફ દૃષ્ટિ કરી મને પાવન કરો; એટલે હું સર્વ સંસાર છોડી દઈ આપના ચરણમાં લીન થાઉં

• શ્રીગુરુઃ–હું રહ્યો સંન્યાસી ને તારૂં શહેર રહ્યું હિંસાનું ધામ !

યવન તમે મારો બહુ છવ્ર પ્રતિદિને તેમ;
ગોહત્યા પણ આચરો ! નાવું પુરમાં એમ !! અ. ૧૦૪. ૨૦૩

તારો અને મારો યોગ કેમ ખાય ? છતાં રાજ્યમાં તું ગોહત્યા કરવાનું બંધ કરે તો તારી ઇચ્છા પૂરી કરૂં !

બાદશાહ (હાથ જોડીને):–પ્રભો ! હું તો આપનો પૂર્વનો દાસ રજક આપની દયાથી રાજા થયો અને હવે આપ દાસને તરછોડી મૂકો એ કેમ શોભે ? આપ કહો તે બધું ય કબૂલ ! પણ એકવાર રાજધાનીમાં પધારો એટલે પુત્રાદિક સર્વ વૈભવ આપને બતાવી ચરણસેવામાં હાજર થઈશ. માટે દેવ ! કૃપા કરો.

તેને કહ્યું કે તું રાજા છે માટે પગે ચાલવું ઠીક નથી. ઘોડા પર બેસ. વળી આપણે દૂર પણ જવું છે.

શ્રીગુરુના વચનથી તેણે બધા શિષ્યોને યોગ્ય વાહનો આપ્યાં અને પોતે ઘોડા પર સવાર થયો. શ્રીગુરુના દર્શનથી આજે તેને અવર્ણ્ય આનંદ થયો હતો. થોડીવારે શ્રીગુરુએ તેને પાસે બોલાવી કહ્યું કે હું સંન્યાસી છું. મારે ત્રિકાળ કર્મ કરવાનું રહ્યું. તું ભલે મારો ભક્ત રહ્યો પણ તારી જાતિ નીચ યવનની છે એટલે તારા મ્લેચ્છ સંગમાં મારાથી યોગ્ય રીતે કર્મ થઈ શકે નહિ; માટે હું આગળથી જાઉં છું. તું તારાં માણસ સાથે પાછળથી આવ. પાપનાશતીર્થે ફરીથી મારૂં દર્શન થશે.

એમ કહી શ્રીગુરુ યોગબળે બધા શિષ્યો સાથે ત્યાંથી અદશ્ય થઈ બેદર પાસે પાપનાશતીર્થ પાસે પ્રગટ થયા. જોતજોતામાં શ્રીના આગમનની વાત ફેલાઈ અને લોકોનાં ટોળેટોળાં દર્શન માટે આવવા લાગ્યાં. સાયંદેવનો પુત્ર નાગનાથ પણ ત્યાં આવી પહોંચ્યો અને શ્રીગુરુનું ષોડશોપચારે પૂજન કરી બધાંને ભાવથી ભોજન કરાવ્યું.

આ તરફ એકાએક સૈન્યમાં શ્રીગુરુને ન જોવાથી બાદશાહ શોકાતુર થયો અને આમ તેમ શોધ કરવા લાગ્યો. થોડી વારમાં તેને સ્મરણ થયું કે શ્રીગુરુ તો પાપનાશતીર્થે ભેટો થવાનું કહી આગળ ગયા છે માટે જરૂર ત્યાં હશે. એમ વિચારી એક સુંદર અશ્વ પર પોતે સ્વાર થયો અને એક દિવસે ચુંવાળીસ ગાઉની લાંબી મજલ કાપી પાપનાશતીર્થે આવી પહોંચ્યો. ત્યાં શ્રીગુરુનાં દર્શન થતાં જ તેના હર્ષનો પાર ન રહ્યો. ત્યાંથી રાજધાનીમાં પધારવા શ્રીગુરુને

શ્રીગુરુને પગે વંદન કર્યું. બાદશાહ પણ આનંદથી ઘેલો ઘેલો થઈ પગમાં આળોટવા લાગ્યો. શ્રીગુરુએ તેને પ્રેમથી પાસે બેસાડી પૂછવા માંડયું કે બોલ! હવે તો સારી રીતે વિષયસુખ ભોગવી તારૂં મન ધરાયું ને? હજીયે કંઈ ઇચ્છા હોય તો કહે તો તે પણ પૂરી કરૂં!

બાદશાહ (હાથ જોડીને)—પ્રભો! ઘણો લાંબો સમય મેં આ મોટું રાજસુખ વગેરે ભોગવ્યું તોપણ તૃષ્ણા શમી નહિ. માટે હવે તો

પૂર્ણ નમ્રતાથી તેણે ફરી પ્રાર્થના કરી અને શ્રીગુરુએ 'હા, કહેતાં જ શહેર આખું ધ્વજપતાકા અને મોતીનાં તોરણ વગેરેથી શણગારવા માટે હુકમ છોડયો.

શહેર બધું બાદશાહી ઠાઠથી શણગારવામાં આવ્યું. શ્રીગુરુ પાલખીમાં બેઠા હતા. બાદશાહ પગે પાછળ ચાલતો હતો. ઠેકઠેકાણે રત્નદીપથી લોકો આરતીઓ કરતા હતા. મ્લેચ્છોથી આ કેમ જોયું જાય? તેઓ માંહોમાંહે નિંદા કરવા લાગ્યા કે અરે! બાદશાહને આ શું સૂઝયું છે? જેનું મોઢું જોવું ન ઘટે તેને પાલખીમાં બેસાડી પોતે પગપાળો ચાલે છે!

ધર્મભ્રષ્ટ આ નિશ્ચયે, આવ્યો એનો નાશ;
માટે ચાળા અવનવા! સૂઝે આવા ખાસ!! અ. ૧૦૪. ૨૪
પણ બ્રાહ્મણો બાદશાહની આ સાત્ત્વિક વૃત્તિનાં વખાણ કરી કહેવા લાગ્યા કે રાજા કેટલો બધો ભાગ્યશાળી છે કે યવન હોવા છતાં રાજમદ બાજુએ મૂકી શ્રીગુરુની સેવામાં ખડા ને ખડા રહે છે!

એમ વાજતેગાજતે સ્વારી ચાલતાં ચાલતાં રાજમહેલ પાસે આવી પહોંચી. રાજાએ રસ્તામાં બધે કિંમતી વસ્રો પાથરી શ્રીગુરુને આખા નગરમાં ફેરવ્યા. તેમના ઉપર એક ઠેકાણે રત્ન વગેરે દ્રવ્ય પણ ઉછાળવામાં આવ્યું. જે વીણી વીણીને ગરીબો શ્રીમંત થઈ ગયા.

શ્રીગુરુ બધાંને બહાર રાખી ચાર શિષ્યો સાથે અંતઃપુરમાં પધાર્યા. રાજાએ તેમને રત્નસિંહાસન પર પધરાવ્યા અને પોતે ઊભો રહી ધીમે ધીમે પંખો નાંખવા લાગ્યો. રાણીઓ તથા રાજકુંવરોએ આવીને ભક્તિભાવથી

શ્રીગુરુને પગે વંદન કર્યું. બાદશાહ પણ આનંદથી ઘેલો ઘેલો થઈ પગમાં આળોટવા લાગ્યો. શ્રીગુરુએ તેને પ્રેમથી પાસે બેસાડી પૂછવા માડ્યું કે બોલ! હવે તો સારી રીતે વિષયસુખ ભોગવી તારૂં મન ધરાયું ને? હજીયે કંઈ ઇચ્છા હોય તો કહે તો તે પણ પૂરી કરૂં!

બાદશાહ (હાથ જોડીને)—પ્રભો! ઘણો લાંબો સમય મેં આ મોટું રાજસુખ વગેરે ભોગવ્યું તોપણ તૃષ્ણા શમી નહિ. માટે હવે તો

કે પદસેવા પૂર્વવત્, માગુ અન્ય ન તેમ
કરી કૃપા ગુરુનાથ હે! યાચુ અનન્ય એમ અ ૧૦૪. ૨૧૪

શ્રીગુરુ—તારી એમ ઇચ્છા હોય તો પુત્રને રાજ્યાસન પર બેસાડીને શ્રીશૈલ પર આવ. ત્યા મારૂં ફરીથી દર્શન થશે.

બાદશાહને આ પ્રમાણે આશ્વાસન આપીને ગોદાવરી તટે શ્રીગુરુ ફરતા ફરતા સંગમ પર આવી પહોંચ્યા શ્રીગુરુના દર્શનથી સ્ત્રીપુરુષો વિરહદુઃખ ભુલી નિરવધિ આનદમાં ડૂબી ગયા અને શ્રીને મઠમાં પધારવા વિનતિ કરવા લાગ્યાં.

શ્રીગુરુ—હવે ચારે કોણમા નામ ગાજવા લાગ્યું છે અને ફાવે તેવા લોકો દર્શન માટે આવવા લાગ્યા છે માટે આ દિવસે દિવસે વધતા કળિયુગમા હવે પ્રગટપણે રહેવું ઠીક નથી. તેથી હું અંતર્ધાન થઈશ. અહીં ગુપ્ત રૂપે રહી યાત્રાને બ્હાને શ્રીશૈલ પર જઈશ. દિવસે દિવસે સમય નાજુક આવતો જાય છે. યવન બાદશાહ દર્શન માટે આવ્યો જાણી બીજા મ્લેચ્છો છછેડાશે. તેઓ પણ અહીં આવવા લાગશે અને ભક્તોને દુઃખ દેશે. માટે અહીંથી જવું જ ઠીક છે

ખૂબ નમ્રતાથી તેણે ફરી પ્રાર્થના કરી અને શ્રીગુરુએ 'હા, કહેતાં જ શહેર આખું ધ્વજપતાકા અને મોતીનાં તોરણ વગેરેથી શણગારવા માટે હુકમ છોડયો.

શહેર બધું બાદશાહી ઠાઠથી શણગારવામાં આવ્યું. શ્રીગુરુ પાલખીમાં બેઠા હતા. બાદશાહ પગે પાઇબ ચાલતો હતો. ઠેકઠેકાણે રત્નદીપથી લોકો આરતીઓ કરતા હતા. મ્લેચ્છોથી આ કેમ જોયું જાય? તેઓ માંહોમાંહે નિંદા કરવા લાગ્યા કે અરે! બાદશાહને આ શું સૂઝ્યું છે? જેનું મોઢું જોવું ન ઘટે તેને પાલખીમાં બેસાડી પોતે પગપાળો ચાલે છે!

ધર્મભ્રષ્ટ આ નિશ્ચયે, આવ્યો એનો નાશ;

માટે ચાળા અવનવા! મૂકે આના ખાસ!! અ. ૧૦૪. ૨૪૬

પણ બ્રાહ્મણો બાદશાહની આ સાત્વિક વૃત્તિનાં વખાણ કરી કહેવા લાગ્યા કે રાજા કેટલો બધો ભાગ્યશાળી છે કે યવન હોવા છતાં રાજમદ બાજુએ મૂકી શ્રીગુરુની સેવામાં ખડો ને ખડો રહે છે!

એમ વાજતેગાજતે સ્વારી ચાલતાં ચાલતાં રાજમહેલ પાસે આવી પહોંચી. રાજાએ રસ્તામાં બધે કિંમતી વસ્ત્રો પાથરી શ્રીગુરુને આખા નગરમાં ફેરવ્યા. તેમના ઉપર એક ઠેકાણે રત્ન વગેરે દ્રવ્ય પણ ઉછાળવામાં આવ્યું. જે વીણી વીણીને ગરીબો શ્રીમંત થઈ ગયા.

શ્રીગુરુ બધાંને બહાર રાખી ચાર શિષ્યો સાથે અંતઃપુરમાં પધાર્યા. રાજાએ તેમને રત્નસિંહાસન પર પધરાવ્યા અને પોતે ઊભો રહી ધીમે ધીમે પંખો નાંખવા લાગ્યો. રાણીઓ તથા રાજકુંવરોએ આવીને ભક્તિભાવથી

શ્રીગુરુને પગે વંદન કર્યું. બાદશાહ પણ આનંદથી ઘેલો ઘેલો થઈ પગમાં આળોટવા લાગ્યો. શ્રીગુરુએ તેને પ્રેમથી પાસે બેસાડી પૂછવા માંડ્યું કે બોલ! હવે તો સારી રીતે વિષયસુખ ભોગવી તારૂં મન ધરાયું ને? હજીયે કંઈ ઇચ્છા હોય તો કહે તો તે પણ પૂરી કરૂં!

બાદશાહ (હાથ જોડીને)---પ્રભો! ઘણો લાંબો સમય મેં આ ખોટું રાજસુખ વગેરે ભોગવ્યું તોપણ તૃષ્ણા શમી નહિ. માટે હવે તો

દે પદસેવા પૂર્વવત્, માગું અન્ય ન તેમ
કરી કૃપા ગુરુનાથ હે! યાચું અનન્ય એમ અ. ૧૦૪. ૨૧૪

શ્રીગુરુ--તારી એમ ઇચ્છા હોય તો પુત્રને રાજ્યાસન પર બેસાડીને શ્રીશૈલ પર આવ. ત્યાં મારૂ ફરીથી દર્શન થશે.

બાદશાહને આ પ્રમાણે આશ્વાસન આપીને ગોદાવરી તટે શ્રીગુરુ ફરતા ફરતા સંગમ પર આવી પહોંચ્યા. શ્રીગુરુના દર્શનથી સ્ત્રીપુરુષો વિરહદુઃખ ભૂલી નિરવધિ આનંદમાં ડૂબી ગયા અને શ્રીને મઠમાં પધારવા વિનતિ કરવા લાગ્યાં.

શ્રીગુરુ--હવે ચારે કોણમાં નામ ગાજવા લાગ્યું છે અને ફાવે તેવા લોકો દર્શન માટે આવવા લાગ્યા છે. માટે આ દિવસે દિવસે વધતા કળિયુગમાં હવે પ્રગટપણે રહેવું ઠીક નથી. તેથી હું અંતર્ધાન થઈશ. અહીં ગુપ્ત રૂપે રહી યાત્રાને બ્હાને શ્રીશૈલ પર જઈશ. દિવસે દિવસે સમય નાજુક આવતો જાય છે. યવન બાદશાહ દર્શન માટે આવ્યો જાણી બીજા મ્લેચ્છો છ છેડાશે. તેઓ પણ અહીં આવવા લાગશે અને ભક્તોને દુઃખ દેશે. માટે અહીંથી જવું જ ઠીક છે

ગાણુગાપુર પ્રિય મને જાણો અતીવ એમ;
યાત્રાર્થે જવા છતાં, રહું ગુપ્ત અહીં તેમ. અ. ૧૦૪. ૨૭૪

ભક્તોને હંમેશાં મારું દર્શન થશે. માટે ચિંતા કરશો નહિ. હું અહીંજ છું. જે લોકો ભાવથી ભજન કરશે તેમને માટે હું હંમેશાં પ્રત્યક્ષ જ છું.

એ પ્રમાણે ભક્તોને આશ્વાસન આપીને શ્રીગુરુ કહેવા લાગ્યાઃ—હું નિત્ય સવારે કૃષ્ણાજલમાં સ્નાન કરી ઓદુંબરે કર્માદિ પરવારી મધ્યાન્હે ભીમાતટે આવી સંગમે સ્નાન કરીશ અને નિર્ગુણ મઠમાં આવી પૂજા ગ્રહણ કરીશ. આ મારા વચન પર વિશ્વાસ રાખો અને ચિંતા કરશો નહિ. ગાણુગાપુરમાં ગુપ્ત રહેવા છતાં ભક્તો માટે હું હંમેશ જ પ્રગટ છું. આ અશ્વત્થનું, કલ્પવૃક્ષ માની, જે સેવન કરશે તેની ઇચ્છાઓ જલદી પૂર્ણ થશે. સંગમ પર સ્નાન કરી અશ્વત્થનું અર્ચન કરી મઠમાં મારી પાદુકાનું જે યથાવિધિ પૂજન કરશે તેને માટે દુર્લભ કંઈ જ નથી. વળી આ ચિંતામણિ ગણપતિનું પૂજન કરનારના પણ ધારેલા મનોરથ પૂરા થશે.

એ પ્રમાણે ભક્તોને અભય વચન આપી શ્રીગુરુ મુખ્ય શિષ્યોની સાથે શ્રીશૈલ પર ગયા. ભક્તો ભીની આંખે તેમને વળાવી તેમના સ્વરૂપનું ચિંતન કરતા મઠમાં પાછા ફર્યા. તેમને ત્યાંય શ્રીગુરુનાં દર્શન થયાં. એથી તેમના હર્ષનો પાર ન રહ્યો. શ્રીગુરુનાં વચન પર તેમની પૂર્ણ નિષ્ઠા ચોંટી અને ત્યાંથી જવા છતાં શ્રી અદૃશ્યરૂપે ત્યાં જ છે એવી ખાત્રી થઈ.

આ તરફ શિષ્યો સાથે વેગથી શ્રીગુરુ શ્રીશૈલ પાસે આવી પહોંચ્યા. પાતાલગંગામાં સ્નાન કરી પોતાનું નિત્યકર્મ પૂરું કરીને શિષ્યોને કહેવા લાગ્યા કે મારે માટે પુષ્પનું આસન

તૈયાર કરો. મારું અવતારકાર્ય હવે પૂરું થયું છે એટલે મારે જવું જોઈએ. શિષ્યોએ કમળ વગેરેનાં ફૂલ ભેગા કરી કેળનાં પાન સાથે ગૂંથી એક સુખાસન તૈયાર કરી ગંગામાં મૂક્યું. તેમના મુખ પર દુખની છાયા અને આંખમાં આંસુ જોઈ શ્રીગુરુએ તેમને પ્રેમથી આશ્વાસન આપી ફરી ફરીથી કહ્યું કે તમે ગાણગાપુર જાવ અને ભજન કરી કાળ નિર્ગમન કરો. હું હંમેશાં ત્યાં જ છું એ વિષે ખાત્રી રાખો.

જુએ અભાવિક ના કદિ, ભાવિકને દર્શન
થાય નિત્ય, સુપાય આ કર્યો તદર્થ ગહન. અ. ૧૦૫. ૪૧

એમ કહી શ્રીગુરુ પુષ્પાસન પર બિરાજ્યા. તે દિવસે માઘ વદ પ્રતિપદા ને શુક્રવાર હતો. જતાં જતાં તેમણે શિષ્યોને કહ્યું કે હું નિયત સ્થાને પહોંચીશ એટલે તમારે માટે પ્રસાદપુષ્પો ચોકલીશ તે લેજો અને હંમેશાં ભક્તિભાવથી મઠમાં મારી નિર્ગુણ પાદુકાઓનું પૂજન કરજો, એટલે તમારી બધી ઇચ્છાઓ પૂરી થશે. વળી મને સંગીત પર અતિ પ્રીતિ છે, તેથી મારે નિમિત્તે સ્તોત્ર ભજનાદિનું ગાન કરી જે મારું ભજન કરશે તેને ત્યાં મારો અખંડ વાસો રહેશે અને બધી રીતે તે સુખી થશે.

એમ કહેતાં કહેતાંમા તો શ્રીગુરુ પુષ્પાસન સાથે એકદમ અદૃશ્ય થઈ ગયા. કિનારે ઊભા રહી આ જોઈ શિષ્યોના આશ્ચર્યનો પાર ન રહ્યો. તેઓ ચિંતા કરતા કિનારે ઊભા હતા એટલામાં નાવિકો ત્યાં આવી પહોચ્યા. તેમણે કહ્યું કે અમે દેવના પણ દેવસ્વરૂપ એ યતિવર શ્રીગુરુને સામે કિનારે નદીમા પુષ્પાસન પર બેઠેલા જોયા. તેમણે કહેવડાવ્યું છે કે તમે બધા ચિંતા બાજુએ મૂકી

## પરિશિષ્ટ
## ભજનો
### ૧
[ અઘોરકષ્ટોદ્ધરણસ્તોત્રનો પદ્યાનુવાદ ]

હંમેશાં પ્રભુ આપ છો શુભકર શ્રીપાદશ્રીવલ્લભ,
દેવોના પણ દેવ દત્તગુરુજી મારું કરો રક્ષણ;
ભાવે પ્રાપ્ત થતા સુકીર્તિ ધરતા કલેશો હરો દુઃખદ,
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ ! ૧
માતા તાત તમે પ્રભો ! અધિપતિ ને આપ્ત મારા તમે,
યોગક્ષેમ વહો તમે જ ગુરુ છો, રક્ષી રહ્યા છો મને;
છો સર્વસ્વ તમે સદા મમ ગુરો ! હે વિશ્વમૂર્તીશ્વર !
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ !! ૨
આધિ વ્યાધિ હરો પ્રભો ! મમ ગરીબી પાપ ને તાપને,
કલેશો સર્વ હરો પ્રભો ! સહુ ભયો મારા હરોને તમે;
ત્રાતા આપ વિના ન કો પ્રભુ જુઓ ઐશ્વર્યના ઈશ્વર !
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ !! ૩
ત્રાતા, પાલક આપ છો પ્રભુ મને ના કાંઈ દે અન્ય કો,
દુઃખો સર્વ હરો પ્રભો ! જગમહીં છે આશરો આપનો;
પૂર્ણાનંદ કરો અનુગ્રહ જરા હે અત્રિગોત્રોદ્ભવ !
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ !! ૪
ધર્મે પ્રેમ, સુબુદ્ધિ, દેવગુરુની ભક્તિ અનન્ય પ્રભો !
પ્રાપ્તિ સંતતણી સમાગમતણી, ભુક્તિ અને મુક્તિ દો;
ભાવે પ્રેમ વધારજો પ્રભુ સદા આનંદના સાગર !
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ !! ૫
શ્લોકપંચક આ જે કો, લોકમંગલકારને
ભણે હંમેશ ભક્તિથી; પ્રિય શ્રીદત્તના બને. ૬

વરણામા — જયંતિલાલ આચાર્ય
મુખ્ય શિક્ષક

ગાણુગાપુર જાઓ અને નિષ્ઠા રાખી પોતપોતાને ઘેર રહી મારું ભજન કરો. હું કદલીવન જાઉં છું. ત્યાંથી પ્રસાદરૂપ પુષ્પો મોકલીશ તે લેજો અને બધા આનંદથી પાછા ફરજો.

નાવિકોનાં વચન સાંભળી શિષ્યો પ્રસાદપુષ્પોની વાટ જોતા ત્યાં ઊભા રહ્યા. એટલામાં જ વહેતાં વહેતાં ચાર પુષ્પો ત્યાં આવ્યાં. સાયંદેવ, નન્દિ નરહરિ તથા સિદ્ધ એ ચાર મુખ્ય શિષ્યોએ એક એક પુષ્પ લીધું અને શ્રીગુરુના જશ ગાતા બધા ગાણુગાપુરમાં રહી ભજન કરી મુક્ત થયા.

આજે પણ માઘ વદ્ય પ્રતિપદાથી ચાર દિવસ ગાણુગાપુરમાં શ્રીના નિર્યાણનિમિત્તે મોટો ઉત્સવ થાય છે અને દેશદેશાંતરથી હંમેશાં જાત્રીઓનાં ટોળાં ઊભરાય છે ને સેવા ભજન વગેરે કરી શ્રીનો અનુગ્રહ મેળવી કૃતાર્થ થાય છે.

આમ મહારાષ્ટ્ર કર્ણાટકમાં અનેક લીલાઓ કરી લૌકિક દૃષ્ટિએ **શ્રી** ગુપ્ત થયા. દિવસે દિવસે કલિયુગનું જોર વધવા લાગ્યું. અંગ્રેજનુ રાજ્ય થયું અને અંગ્રેજી ભણતર સાથે ધીમે ધીમે ધર્મનો ફરી પાછો તદ્દન લોપ થવા લાગ્યો. એવું જોઈ છેક હમણાં જ થોડાં વરસ પર ફરી પાછો ત્રિમૂર્તિએ પહેલાંની માફક અત્રિવંશમાં **વાસુદેવાનંદસરસ્વતી** નામે અવતાર ધારણ કર્યો અને જાતે ધર્મનું આચરણ કરી બધા ભારતવર્ષમાં ફરી પોતાના મૂક ઉપદેશથી અનેક લોકોને સન્માર્ગે વાળ્યા. વંદન હજો અમારાં એ પ.પ. **શ્રી. વાસુદેવાનંદસરસ્વતીસ્વામિ મહારાજને !!!**

---

દ્વિતીય ખંડ સમાપ્ત

## પરિશિષ્ટ
## ભજનો

### ૧

[ અઘોરકષ્ટોદ્ધરણસ્તોત્રનો પદ્યાનુવાદ ]

હંમેશાં પ્રભુ આપ છો શુભકર શ્રીપાદશ્રીવલ્લભ,
દેવોના પણ દેવ દત્તગુરુજી મારું કરો રક્ષણ;
ભાવે પ્રાપ્ત થતા સુકીર્તિ ધરતા ક્લેશો હરો દુઃખદ,
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ ! ૧
માતા તાત તમે પ્રભો ! અધિપતિ ને આપ્ત મારા તમે,
યોગક્ષેમ વહો તમે જ ગુરુ છો, રક્ષી રહ્યા છો મને;
છો સર્વસ્વ તમે સદા મમ ગુરો ! હે વિશ્વમૂર્તીશ્વર !
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ !! ૨
આધિ વ્યાધિ હરો પ્રભો ! મમ ગરીબી પાપ ને તાપને,
ક્લેશો સર્વ હરો પ્રભો ! સહુ ભયો મારા હરોને તમે;
ત્રાતા આપ વિના ન કો પ્રભુ જુઓ ઐશ્વર્યના ઈશ્વર !
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ !! ૩
ત્રાતા, પાલક આપ છો પ્રભુ મને ના કાંઈ દે અન્ય કો,
દુઃખો સર્વ હરો પ્રભો ! જગમહીં છે આશરો આપનો;
પૂર્ણાનંદ કરો અનુગ્રહ જરા હે અત્રિગોત્રોદ્ભવ !
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ !! ૪
ધર્મે પ્રેમ, સુબુદ્ધિ, દેવગુરુની ભક્તિ અનન્ય પ્રભો !
પ્રાપ્તિ સંતતણા સમાગમતણી, ભુક્તિ અને મુક્તિ દો;
ભાવે પ્રેમ વધારજો પ્રભુ સદા આનંદના સાગર !
ઉદ્ધારો અમને અઘોર દુખથી પ્રેમે નમીએ શિવ !! ૫
શ્લોકપંચક આ જે કો, લોકમંગલકારને
ભણે હંમેશ ભક્તિથી; પ્રિય શ્રીદત્તના બને. ૬

વરણામા — જયંતિલાલ આચાર્ય
મુખ્ય શિક્ષક

૨

॥ દત્તગુરુ, દત્તગુરુ, દત્ત નરસિંહ હો ॥
દીનદયાળ વિભુ તારી મજલા ॥ દત્ત૦ ॥ ધ્રુ૦ ॥
॥ ગાણગાપુરવાસી મમ તાત શ્રીનરહરી ॥
સન્નિધિ મમ વસે અચલ મંગળકારી ॥ દત્ત૦ ॥૧॥
॥ અજ હરિ શિવ વિભો લીન મી તવ પદા ॥
સુભગ ચિર આયુ યશ દેઈ મજલા ॥ દત્ત૦ ॥૨॥
॥ અમરજા સંગમી નર્મદા શુભતરી ॥
જગતહિત કરીત તૂં સતત વસસી ॥ દત્ત૦ ॥૩॥
॥ શરણ યાચી પ્રભો દત્ત નારાયણા ॥
ત્રાહિ ત્રાહિ મલા દીનનાથ ॥ દત્ત૦ ॥૪॥

રાજપીપળા — નારાયણ પાંડરંગ દેશપાંડે
તારમાસ્તર

૩

( ઔષધિ કૌન પિલાવે...એ રાહ )

હરિ કૌન મિલાવે ? ગુરુ બિન, હરિ કોણ મિલાવે ? ધ્રુવ.
પઢા કિતાબો બેદ પુરાના, ગુરુજશ એ ગાવે. ગુરુ૦ ૧
જ્ઞાન સળીલ[1] જહાંમેં લગાવે, ઐસો કૌન દિખાવે ? ગુરુ૦ ૨
અર્જુન યદુ અલર્ક પાવે, ગોરખગર્વ નિવારે. ગુરુ૦ ૩
રામ કબીરા તુલસી ગાવે, ભ્રમ બ્રહ્મસે ભાગે. ગુરુ૦ ૪
દેખ લીલામૃત ડંકો બજાવે, પલમેં હરિ દિખાવે. ગુરુ૦ ૫
સદ્ગુરુ રંગ દસ્ત પકડે, આવાગમન મિટાવે. ગુરુ૦ ૬
બાવનીમેં ચિંતામણિ પાવે, રંગ હરિ મિલાવે. ગુરુ૦ ૭

૧. (i) રસ્તા (ii) મારફત (iii) પરખ.

૪

( નરદેવ ભીમકની સુતા...એ રાહ )

શ્રીરંગનાં, શ્રીદત્તનાં, શ્રીપાદનાં વર્ણન કરૂં,
વર્ણન કરૂં શું અલ્પ હું? વર્ણન કરૂં ત્હોયે પ્રભુ;
કૈં કૈં ચમત્કારો કરી ભકતો તણાં દુખ દૂર કર્યાં,
શ્રીસરસ્વતી નરસિંહ પ્યારા પ્રેમથી સુગવંદના. ૧
વંધ્યા અહા દૂધ દઈ શકે! શૂળે પીડાતો ખાઈ શકે!
સતી નાર શિયળ સાચવે તો મૃતદેહ જીવન લઈ શકે!!
કીધા ચમત્કારો ઘણા જગ જાણતું ને માણતું,
જાણેલ તો જાણે બધું, અણજાણને નહીં રૂચતું. ૨
શ્રદ્ધા અજબ જેને દિલે છે તેજ નર એ માનશે,
શ્રદ્ધાવિહીન નર–નાર તે સૌ ઠેકડીમાં કહાડશે;
આ ધર્મ સારો, આ નઠારો, વાદ કૈં વદવા નથી,
ચિંતામણી દિલમાં વિચારી યાદ જે વિસર્યો નથી. ૩
શ્રીપાદના ચરણે રહું સ્થિર એટલી વિનતિ કરૂં,
શ્રીદત્તરંગે રંગમાં દિન રાત બસ ન્હાયા કરૂં;
કીધા ચમત્કારો તમે તે સર્વ આજે સાંભરે,
નીરખું જુનું, તાજું અહીં, હૈયે દીપક ચેતી ઊઠે. ૪
એ દીપની લહેજત મીઠી શિશુકાળમાં માણી હતી,
જ્યારે જુવાનીપૂરમાં ક્ષણવાર તે વિસરાઈ હતી;
કિંતુ ફરીથી આજ હૈયે એજ દીપક ચેતતાં,
હૈયું મધુરૂં તેજમાં આનંદથી ઝળકી ઊઠે. ૫
થઈ મસ્ત બસ ફરવું હવે ના અંતરે પરવા કશી,
શ્રીપાદના ચરણે ઢળ્યું દિલ, વહી ગઈ ચિંતા બધી;
શ્રીસરસ્વતી નરસિંહ પ્યારા રંકની રક્ષા કરી,
તે સર્વ યાદો સામટી ચિંતામણી દિલમાં સ્મરી. ૬

ચાચ્યું વળી ચાચ્યું ફરી, યાચીશ જન્મોજન્મ હું:–
ત્હારી મધુરી યાદ દિલમાંથી ન ભૂંસીશ હે વિભુ !
શ્રીદત્તના, શ્રીપાદના, શ્રીવાસુદેવ, નરસિંહના
સ્મરણે રમું, સ્મરણે રમું, સર્વત્ર શુભ સર્વત્ર તું ! ! ૭

જણુગામ ચિંતામણિપ્રસાદ

૫

તું દત્તભજન કર પ્રાની ! (૨)
તેરી વહી જાય જીંદગાની ! ટેક.
કાયાસે તું કયોં ભરમાયા ?
મૂરખ મન સબ બાદલ છાયા;
છોડ છોડ સબ દુનિયા જૂઠી,
ફિર ફિર નહીં આની જાની............તું૦ ૧
જિનકે દિલમેં દત્ત નહિ, દત્તસે કરે ન પ્યાર;
ઐસે અજ્ઞાની જીવકા, કહીં નહીં આધાર.
મુખ બોલ દત્તકી બાની,
મનવા ! બોલ દત્તકી બાની;
તેરી વહી જાય જીંદગાની (૨)..........તું૦ ૨
માતપિતા સબ સુખ કે સંગી,
લેરૂ લૈયા સબ દેખ દૂરંગી;
દેતા ચક્કર કાળ સિરપે
દેખ દેખ અભિમાની...............તું૦ ૩
જીસને દત્તપ્રભુગુન ગાયા,
ઉસને જગકા સબ સુખ પાયા;
ચંદ્રકા ધન દત્તનામ હૈ !
હૂં મૈં દત્તદિવાના ! !.....................તું૦ ૪

કવીઠા રાયસિંહજી કે. રાજ

૬

ગૂંથું દત્તા ! હું ફૂલમાળ પુષ્પો ચૂંટી ચૂંટીને,
એ છે મારા પ્રણયની ભેટ, લેજો હસી હસીને. ટેક
અત્ર્યનસૂયાના હો બાળ ! ક્યાં છુપાયા છો હેતાળ ?
શોધું મૂર્ખ હું તુજને ક્યાય ચરણો કસી કસીને ?—ગૂંથું૦ ૧
રાખો શરણે આ તુજ બાળ પ્રીતે ચૂમી ચૂમીને;
જોજો કંઈ ન મારા દોષ વિનવું નમી નમીને.—ગૂંથું૦ ૨
જગ છે માયાની જંજાળ, ભૂલ્યો વાટ દત્ત દયાળ;
મારું નિરાશ્રયી હું સહાય, તુજને રટી રટીને.—ગૂંથું૦ ૩
પદ્મ અર્પે છે [1]અલિને સૌરભ ખીલી ખીલીને !
ખુશબો ભક્તિ તણી અર્પીશ કીર્તન ફૂજી ફૂજીને!!—ગૂંથું૦ ૪

ભાલોદ — પદ્મકાંત પંડ્યા

૭

( ચૂપકે ચૂપકે બોલ મેના એ રાહ )

મારી સાથે બોલ દત્તા! મારી સાથે બોલ. ટેક.
તારા વિના મને ઘડી નવ ચાલે, તારી મીઠી બોલી બોલ. ૧
માતપિતાનાં મેં સગપણ છોડયાં, મારી પ્રીતિ હવે ન છોડ. ૨
માયા ત્યજી મેં જગ જઠાની, મારા દિલનો પડદો ખોલ. ૩
પ્યારા છો તમે દત્ત દિગંબર, મારાં ભવનાં બંધન તોડ. ૪

રાજપીપળા — ઉર્મિલાબેન મણિલાલ પુરોહિત



---

૧. ભમરાને.

# પરમ પૂજ્ય શ્રી. રંગઅવધૂત મહારાજની કૃતિઓ

૧. જ્ઞાનકાંડઃ-ભગવાન દત્તાત્રેયની અનેક લૌકિક, અ-લૌકિક લીલાઓનું નિરૂપણ. **દોઢ રૂપીઓ**

૨. કર્મકાંડઃ-મરાઠી ધાર્મિક વાઙ્મયમાં ઔપાસનીક દૃષ્ટિથી અતિ પ્રસિદ્ધ એવા શ્રીગુરુચરિત્રનો ગુજરાતી અવતાર. **દોઢ રૂપીઓ**

૩. ઉપાસનાકાંડઃ-સગુણ ઉપાસનાનું નિરૂપણ. **એક રૂપીઓ**

૪. અવધૂતીઆનંદઃ-જ્ઞાની, મસ્ત અવધૂતનું દર્શન. **એક રૂપીઓ**

૫. ઉપનિષદોની વાતોઃ-બીજી આવૃત્તિ. **ચાર આના**

૬. પત્રગીતાઃ-સાધક મુમુક્ષુને માર્ગદર્શક ને સહાયક. **ચાર આના**

૭. સંગીત ગીતાઃ-ત્રીજી આવૃત્તિ ... **બે આના**

૮. ઊભો અવધૂતઃ-ત્રીજી આવૃત્તિ ... **બે આના**

૯. બેઠો અવધૂત-બીજી આવૃત્તિ ... **બે આના**

૧૦. ઉષઃપ્રાર્થનાઃ-પ્રાસાદિક પ્રભાતિયાં (બીજી આવૃત્તિ) **બે આના**

૧૧. આત્મચિંતનઃ-સરળ શંકાસમાધાન. **દોઢ આનો**

૧૨. શ્રીદત્તપંચપદી(રાત્રિભજન):-પાંચમી આવૃત્તિ. **એક આનો**

૧૩. દત્તબાવની વગેરેઃ-પાંચમી આવૃત્તિ. **પોણો આનો**

૧૪. દત્તનામસ્મરણઃ-જપયજ્ઞની મહત્તાનું પ્રતિપાદન. **માત્ર ટપાલખર્ચ**

૧૫. रङ्ग-हृदयम्:-ભક્તિપ્રવણ અવધૂતનું દર્શન. **બાર આના**

૧૬. दत्तनामसंकीर्तनम्:-બીજી આવૃત્તિ. **એક આનો**

૧૭. श्रीदत्तरक्षास्तोत्रम्:- **માત્ર ટપાલ ખર્ચ**

૧૮. श्रीवासुदेवनामसुधा (ગુજરાતી અર્થ સાથે):—ત્રીજી આવૃત્તિ. **એક આનો**

૧૯. बोधमालिका (ગુજરાતી પદ્ય રૂપાંતર સાથે):—સ્વસ્વરૂપનો સ્પષ્ટ, સચોટ, સરલ ખ્યાલ આપતું આનુભવિક મનન; નિત્યપાઠમાં અતિ ઉપયોગી. **એક આનો.**

**મનનીય પ્રસ્તાવના અને હૃદયહારી ફોટા દરેકમાં છે.**

ટપાલખર્ચ દરેકનું જુદું.

---o---